૫૨૨૯

॥ श्री ॥

ऑंश्री परमात्मने नमोनमः ॥

# ॥ अथ श्री गीतामाहात्म्यम् ॥

---

॥ शौनकउवाच श्लोक ॥

गीतायाश्चैवमाहात्म्यंयथावत्सुतमेवद ॥
पुरांणमुनिनाप्रोक्तंव्यासेनश्रुतिनोदितं ॥१॥

અર્થ—હે સૂત જે શ્રીગીતાજીનું માહાત્મ વેદોક્ત પુરાણના કર્તા, મુની વ્યાશજીયે કીધેલ છે, તે જેમ છે તેમ મને કહો, એ પ્રમાણે શૌનકનો પ્રશ્ન સાંભળી સૂતજી કહે છે.

पृष्टंवैभवतायत्तन्महद्गोप्यंपुरातनं ॥
नकेनशक्यतेवक्तुंगीतामाहात्म्यमुत्तमं ॥२॥

અર્થ—જે તમે મને પુછયું, તે અત્યંત ગુપ્ત ને પ્રાચીન છે, તેમ આ અતિ ઉત્તમ ગીતાજીનું માહાત્મ, કોઇથી પણ કેહેવાય તેમ નથી.

कृष्णोजानातिवैसम्यक्कचित्कौंतेयएवंच ॥
व्यासोवाव्यासपुत्रोवायाज्ञवल्क्योऽथमैथिलः

અર્થ—આ ગીતાજીના માહાત્મને, એકતો સારી રીતે શ્રીકૃષ્ણજી જાણે છે, અને કાંઇક અર્જુન જાણે છે, વળી વ્યાશજી, સુખદેવ, યાજ્ઞવલ્કય અને જનકરાજા જાણે છે. ઇતી. હવે વ્યાસજીના મુખથી ગીતાજીનું માહાત્મ જેમ મે સાંભળ્યું, તેમ હું તમને કહુછું.

संसारसागरंघोरंतर्तुमिच्छातियोजनः ॥
गीतानावंसमारुह्यपारंयातुसुखेनसः ॥४॥

અર્થ—જે માણસ, ઘોર સંસારરૂપી સમુદ્રથી, તરવાને ઇચ્છે છે; તો તે ગીતારૂપી વાહાણમાં બેસીને, સુખપુર્વક પાર પામે છે.

येशृण्वंतिपठंत्येवगीताशास्त्रमहर्निशं ॥
नतेवैमानुषाज्ञेयादेवाएवनसंशयः ॥५॥

અર્થ—જે આ રાત દીવસ, ગીતાજીનો પાઠ કરે છે, અથવા સાંભળે છે, તો તે મનુષ્યો નથી, દેવતાજ છે એમાં કાંઇ સંશય નહીં.

गीतांशास्त्रस्यजानातिपठनंनैवपाठनं ॥
परस्मान्नश्रुतंज्ञानंनैवश्रद्धानभावना ॥६॥
स एवमानुषेलोकेपुरुषोविड्वराहकः ॥
यस्माद्गीतांनजानातिनाधमस्तत्परोजनः॥७॥

અર્થ—જે ગીતાશાસ્ત્રનું ભણવું ભણાવવું જાણતો, નથી, તથા ગીતાજીનું જ્ઞાન બીજા પાસેથી સાંભળ્યું નથી, તથા જેને સાંભળવામાં શ્રદ્ધા કે પ્રેમ નથી, તો તે માણસ આ લોકમાં ભુંડરાજેવો છે, અને જે માટે ગીતાજીને જાણતો નથી, તે માટે એ શિવાય બીજો કોઇપણ અધમ નથી.

धिक्तस्य मानुषंदेहंधिग्ज्ञानंधिक्कुलीनतां ॥
गीतार्थंनाविजानातिनाधमस्तत्परोजनः ॥८॥

અર્થ—જે ગીતાજીના અર્થને જાણતો નથી, તેના મનુષ્ય દેહને, જ્ઞાનને અને કુળને ધીક્કાર છે, વળી તે થકી બીજો કોઈ અધમ નથી.

धिक्सुरूपंशुभंशीलंविभवंसद्गृहाश्रमं ॥
गीताशास्त्रंनजानातिनाधमस्तत्परोजनः ॥९॥

અર્થ—જે ગીતા શાસ્ત્રને જાણતો નથી, તેના સુંદર

રૂપને, રૂપશીળને, સમૃદ્ધિને, અને ઉત્તમ ગ્રહસ્થા શ્રમને ધીક્કાર છે, વળી તે થકી બીજો કોઇ અ- ધમ નથી.

धिक्तस्यतुसदाचारंव्रतंचेष्टांतपोयशः ॥
गीतार्थपठनंनास्तिनाधमस्तत्परोजनः ॥१०॥

અર્થ—જેણે ગીતાના અર્થનો પાઠ નથી કર્યો ત- નો સદાચાર, વ્રત, ચેષ્ટા, તપ, અને જશ તેને ધીક્કાર છે, વળી તે થકી બીજો કોઇ અધમ નથી.

यस्माद्धर्ममयीगीतासर्वज्ञानप्रयोजिका ॥
सर्वशास्त्रमयीगीतातस्माद्गीताविशिष्यते ११

અર્થ—જે માટે ધર્મરૂપ અને તમામ જ્ઞાનની પ્ર- પ્ત કરવાવાળી અને સર્વ શાસ્ત્રમય ગીતાજી છે, તે માટે સર્વશાસ્ત્ર થકી ગીતાજી શ્રેષ્ટ છે.

गीताऽधीताचयेनापिभक्तिभावेनचेतसा ॥
तेनवेदाश्चशास्त्राणिपुराणानिचसर्वशः ॥१२॥

અર્થ—જેમણે ભકિતભાવ પુર્વક, ચિત્ત લગાડીને ગીતાનું અધ્યયન કર્યું છે, તો તેમણે, વેદ, શાસ્ત્ર અને પુ- રાણ ભણી લીધાં.

योऽधितेसततंगीतांदिवारात्रौयथार्थतः ॥
स्वपन्गच्छन्वदंस्तिष्ठन्शाश्वतंमोक्षमाप्नुयात्

અર્થ—જે માણસ નિરંતર રાત દિવસ અર્થ સહીત ગીતાનો, સુતાં, ચાલતાં, બોલતાં અને ઉભા રહેતાં પાઠ કરેછે, તો તે અખંડ મોક્ષને પામે છે.

गीतापाठंचश्रवणंयःकरोतिदिनेदिने ॥
क्रतवोविष्णुरुद्राद्याःकृतास्तेनसदक्षिणाः॥१४॥

અર્થ—જે માણસ દરરોજ ગીતાજીનો પાઠ શ્રવણ કરે છે, તો તેણે દક્ષણા સહિત વિષ્ણુ અને રૂદ્રાદિક યજ્ઞો કરી લીધાં.

यःशृणोतिचगीतार्थंकीर्त्तयेच्चस्वयंपुमान् ॥
श्रावयेच्चपरार्थंवैसप्रयातिपरंपदं ॥१५॥

અર્થ—જે માણસ ગીતાજીનો અર્થ, સાંભળે અથવા પોતે કહે, તથા બીજાને સંભળાવે તો તે પરમ પદને પામે છે.

भूतप्रेतपिशाचाद्या [illegible]त्रनोप्रवि[illegible]तिवै ॥
अभिचारोद्भवंदुःखंपरेणापिकृतंचयत् ॥१६॥

અર્થ—જ્યાં ગીતાજીનો પાઠ થાય છે, તો ત્યાં ભુત, પ્રેત, પીશાચાદીક અને બીજાના કરેલા મંત્રતંત્રાદીક તથા અભીચારજ દુખ પણ, પ્રવેશ કરી શકતાં નથી.

प्रारब्धंभूंजमानोऽपिगीताभ्यासेसदारतः ॥
समुक्तःससुखीलोकेकर्मणानोपवध्यते ॥१७॥

અર્થ—જે માણસ પ્રારબ્ધને ભોગતો છતો, સર્વકાળ ગીતાજીના અભ્યાસમાં આશકત છે, તો તે મુકત અને આ લોકમાં સુખી, તેમ કર્મે કરીને બંધન પામનારો નથી.

गीतायाःपुस्तकंयत्रनित्यंपाठेप्रवर्त्तते ॥
तत्रसर्वाणितीर्थानिप्रयागादीनिभूतले ॥१८॥

અર્થ—ગીતાજીનું પુસ્તક જ્યાં નીત્ય પાઠમાં વંચાય છે, તો ત્યાં પૃથ્વી ઉપરના પ્રયાગાદિક સર્વે તિર્થો રહે છે.

निवसंतिसदागेहेतथादेशेसदैवहि ॥
ऋषयोयोगिनोब्रह्माविष्णुशिवादिदेवताः ॥१९॥

અર્થ—જ્યાં ગીતાજીનો પાઠ થાય છે, તો તે ઘરમાં

તથા દેશમાં, નીરંતર રૂષી, યોગી, બ્રહ્મા, વિષ્ણુ, અને શિવાદીક દેવતા નીવાસ કરે છે.

गीतार्थंवापिपाठंवाश्रृणुयादंतकालतः ॥
महापातकयुक्तोपिमुक्तिभागीभवेज्जनः ॥२०॥

અર્થ—જે માણસ અંતકાળમાં ગીતાજીનો અર્થ, અથવા પાઠ સાંભળે, અને તે મહાપાપી હોય, તોપણ તે મુકત થાય છે.

पितृद्दिश्ययःश्राद्धेगीतापाठंकरोतिवै ॥
संतुष्टाःपितरस्तस्यनिरयाद्यांतिसद्गतिं ॥२१॥

અર્થ—જે માણસ પીત્રોના નિમિત, શ્રાદ્ધમાં, ગીતાનો પાઠ કરે છે, તો તેના પીત્રો સંતુષ્ટથઈ, નરકમાંથી નીકળી સદગતીને પામે છે.

गीताद[redacted]प्रभावेनसप्तकल्पावधीःसमाः ॥
सत्यलोकमवाप्रोतिविष्णुनासहमोदते ॥२२॥

અર્થ—ગીતાના દાનના પ્રભાવથી, સાત કલ્પ પર્યંત, સત્ય લોકને પામે છે, અને વિષ્ણુની સાથે રહીને આનંદ કરે છે.

गीतां ग श्रित्यबहवोनारद ज नकादयः ॥
निर्धूतकल्मषालोकेगतास्तेपरमंपदं ॥२३॥

અર્થ—ગીતાનો આશ્રય કરી; નારદ, જનક વગેરે ઘણાક મનુષ્યો આ લોકમાં પાપ રહિત થઇને, પરમ પદને પામ્યા છે.

योऽभ्यसूयतिगीतांचानिंदांवाप्रकरोतिच ॥
प्राप्नोतिनरकंघोरंयावदाभूतसं ्वं ॥२४॥

અર્થ—જે ગીતાની ઇર્ષા કરે, અથવા નિંદા કરે, તો તે માણસ પ્રલય પર્યંત નરકમાં રહે છે.

अहंकारेणमूढात्मागीतार्थंनैवमन्यते ॥
कुंभीपाकेसपच्येतयावत्कल्पलयोभवेत्॥२५।

અર્થ—જે માણસ અહંકાર વડે, ગીતાજીના અ- ર્થને નહિ માને, તો તે પ્રલય પર્યંત, કુંભીપાકમાં દુઃખી થાય છે.

गीतार्थंवाच्यमानंयोनश्टृणोतिसमीपतः ॥
श्वसूकरभवांयोनिमनेकांसोऽधिगच्छति।२६।

અર્થ—જે માણસ ગીતાજી વંચાતાં હોય, અને જે

પાસે બેશીને સાંભળતો નથી, તો તે શ્વાન, અને ભુંદરાના, અનેક જન્મ પામે છે.

यः श्रुत्वानैवगीतार्थंमोदतेपरमादरात् ॥
नैवाप्नोतिफलंलोकेप्रमादाच्चवृथाश्रमं ॥२७॥

અર્થ—જે માણસ ગીતાના અર્થને સાંભળી આદરથી આનંદ પામતો નથી, તો તે માણસ લોકમાં ફળ પામતો નથી. અને પ્રમાદથી તેને શ્રમ થાય છે.

वाचकंपूजयेद्भक्त्याद्रव्यवस्त्राद्युपस्करैः ॥
अन्नैर्बहुविधैःप्रीत्यातुष्यतिभगवान्सदा ॥२८॥

અર્થ—દ્રવ્ય, વસ્ત્ર, આભુષણ, પુજાની સામગ્રી અને અન્નાદિકે કરી પ્રીતિપુર્વક વાંચનારને પુજવા, તો તેણે કરીને નિરંતર ભગવાન પ્રસન્ન થાય છે.

माहात्म्यमेतद्गीतायाःकृष्णप्रोक्तंसनातनं ॥
गीतांतेपठतेयस्तुयथोक्तंफलंभागनुयात् ॥२९॥

અર્થ—આ શ્રી કૃષ્ણનું કહેલું, સનાતન ગીતાનું મહાત્મ, ગીતાના પાઠના અંતમાં પાઠ કરે, તો તે યથોકત ફળને પામે છે. ઇતિશ્રી ગીતાજીનું માહાત્મ્યમ્ સંપુર્ણ.

## श्री प्रस्तावना, वस्तुनिर्द्देशरुप.

### मंगलं.

ઇશ્વર એક, સર્વજ્ઞ, સર્વ શકિતમાન, ન્યાઇ, દયાળું, અજન્મા, અવિનાશી, જગત ઉતપત્તિ પાલણ સંહાર કરનાર, સાકાર અને નિરાકાર છે. તે વિષે દ્રષ્ટાંત; જેમ સુર્ય પોતાના ધામ વિષે સાકાર છે, અને પ્રકાશરૂપે કરી જગતના વિષે વિશેષ સ્થાનકમાં વ્યાપિ રહેલા છે. તેમજ પરમાત્મા સાકારરૂપે પોતાના અક્ષરધામ વિષે રહી, જગત વિષે નિરાકારરૂપે વ્યાપિ રહેલા છે. અને તેજ સ્વરૂપ દેવ તથા મનુષ્યાદિકોને, મુખ્ય પુજવા લાયકછે. એવો જે શાસ્ત્રોનો અભિપ્રાય, તે ન સમજતાં, જે નિરાકારને માની, સાકારનું ખંડન કરે છે, અને સાકારને માની, નિરાકારનું ખંડન કરે છે. તો તેમની સમજણ, તથા તેમનુ બોલવું, તે કેવળ ભુલભરેલું છે, એમ સમજવું. તે વિષે દ્રષ્ટાંત એક નગરમાં, એક ખાખી, અને તેના બે શીષ્ય રહેતા હતા. તેમાં બે શીષ્યોયે, ગુરૂના બે પગ, સેવા કરવા સારૂ વેંચી લીધા હતા. તેમાં એક શીષ્ય, જમણા પગની સેવા કરનાર, કાંઇ વસ્તુ લેવા સારૂ, ગામમાં ગયો હતો. તેટલામાં પાછળથી, ગુરૂને ઉંઘ આવિ ગઇ અને જમણો પગ, ડાબાપગ ઉપર પડયો, ત્યારે જે ડાબા

પગની શેવા કરનાર શીષ્ય હતો, તે ઘણો ક્રોધ કરી, હાથમાં ઘોકો લઇ, જમણા પગ ઉપર ઘા કરી, પગ ભાંગી નાંખ્યો, તેથી ગુરૂની ઉંઘ ઊડી ગઇ, અને તે ઘા કરવાનુ કારણ સમજી, ગુરૂને ઘણોક મનમાં અપશોચ થયો. તેટલામાં, જમણા પગની સેવા કરનાર, શીષ્ય ગામમાંથી આવ્યો. ત્યારે પાછળથી જે થયેલી હકીકત, તે તમામ તેના જાણવામાં આવી. પછી તે પણ ક્રોધકરી, એક હાથમાં ઘોકો લઇ, ડાબા પગ ઉપર.ઘા કર્યો, અને પગ ભાંગી નાખ્યો. જેમ આ દ્રષ્ટાંતમાં શીષ્યોની અત્યંત અજ્ઞાનતા છે; તેમજ જે નિરાકાર અથવા સાકારનું ખંડન કરે છે. તે પણ એવાજ સમજવા. વળી હાલમાં, કેટલાક મનુષ્યો, ભજન, ધ્યાન અને ધર્મનો ત્યાગ કરી, કેવળ વાદવિવાદ કરતા, દિવસ કાઢે છે. માટે મુમુક્ષુ પુરૂષોયે, વાદવિવાદનો ત્યાગ કરી, આજે મુળ વેદ કેહેતાં, તત્વ ગીતા, તેનો મુખ્ય આશ્રય રાખી, તેમાં કીધેલા પ્રમાણે વર્તવું. કેમકે આ ગ્રંથ પક્ષપાત રહીત તથા સત્યાર્થ બોધક હોવાથી, સર્વ ગ્રંથોમાં આ ગ્રંથ ઉત્તમ છે. તથા ભકત લોકોને, વિશેષ કરીને પ્રીય છે. પણ જે અભકત, અને મોટાઇનો અભિમાન રાખી, મોદકને ઉડાવનારા,તથા ધનને ધુતનારા,તેમને તો આ ગ્રંથ

અપ્રીયજ લાગશે. કારણ આ ગ્રંથમાં ઉત્તમ કર્મ કરવા-થી, ઉત્તમ અને નીચ કર્મ કરવાથી નીચ, કીધેલ છે. અને જે ઉત્તમ કર્મ કરનાર, ભકિતવાન પુરૂષો તેજ આ જગતમાં પૂજવા લાયક છે. તથા નીચકર્મ કરનાર, અને ભકિત રહીત પુરૂષો, તે ધીકકારવા લાયક છે. આ વાત અધર્મી પુરૂષોને કેમ ગમે! ગમેજ નહી. કેમકે જેમ તાવ આવેલ માણસને, સાકર કડવી લાગે છે, તેમજ જેમને અધર્મરૂપી તાવ આવેલ છે, તેમને તો આ સાકર સરિખાં વાકય છતાં, કડવાંજ લાગશે. તથા સાકર જેમ સુખદાયક છે, તોપણ તે ગર્ધવને દુઃખદાયક થાય છે; તેમજ અજ્ઞાની ગર્ધવોને, આ સાકર સરિખાં વાકય છતાં, દુઃખદાયકજ થશે.

આ વિષયમાં કોઇ માણુસોને શંકા થતી હોય, તો તેમની શંકા નિવાર્ણાર્થે, પૂરાણ, ધર્મશાસ્ત્ર અને વેદને માનનારા જે પુરૂષો છે, તેમના સારૂ આ ગ્રંથમાં આગળ, પુરાણ, ધર્મશાસ્ત્ર તથા વેદનાં પણ પ્રમાણો આપેલાં છે; માટે તે પ્રમાણે જોઇ, શંકાને દુર કરી, ગુણી અને ધર્માત્મા પુરૂષોની સેવા, પુજન અને સંગ કરવો.

વળી બ્રાહ્મણ અને સાધુનું, ઘણુક મહાત્મ શાસ્ત્ર-

માં કીધેલ છે, તે ગુણને લીધે છે, પણ દેહને કે વેષને લીધે નથી. એવો જે શાસ્ત્રનો અભિપ્રાય, તે ન સમજતાં, હાલમાં દૂરાચારી, પાખંડી અને ધુર્ત, એવા માણસોને બ્રાહ્મણ અને સાધુ સમજી અજ્ઞાની લોકો પુજે છે. પણ તેથી જગતમાં ધર્મની અને સુખની ઘણી હાની થાય છે. તે વિષે દ્રષ્ટાંત- એક નાનું ગામડું હતું. અને તેમાં શાસ્ત્ર જ્ઞાન રહીત અજ્ઞાનિ માણસો, ઘણાંક રહેતાં હતાં. એક વખને તે ગામમાં, એક મહાત્માપુરૂષ આવિ ચઢયા. અને તે બોધ કરવા મંડયા કે હે શ્રોતાઓ, તમને એક મોક્ષનું સાધન કહુછું, તે તમે સાંભળો.

**શ્લોક ॥ महत्सेवांद्वार माहुर्विमुक्तेः ॥**

અર્થ-મોટા પુરૂષની સેવા મુક્તિનું બારણું છે, એમ ભાગવતમાં કીધેલ છે. માટે તમારે તન, મન અને ધને કરીને મોટા પુરૂષોની સેવા કરવી, અને એની આજ્ઞામાં વર્તવું, એજ કલ્યાણનો મારગ છે. એમ કહી ચાલ્યા ગયા. પછી તે મનુષ્યોયે વિચાર કરવા માંડયો, કે આ આપણા ગામમાં શરીરથી જબરો મોટો માણસ કોણછે, એમ વિચાર પરસ્પર કરતાં એક પારાધી ધ્યાનમાં આવ્યો ને કહેવા મંડયા કે આ આપણા ગામમાં અથવા બીજા દશવીશ ગામોમાં, પણ એવો મોટો જ-

ખરો માણુસ કોઇ નથી; માટે આપણે તેની તનમનં અને ધને કરીને સેવા કરવી,અને તેની આજ્ઞામાં વર્તવું. એમ વિચાર કરી તે પારાધી પાસે જઇ તેની તન, મન અને ધને કરી સેવા કરવા માંડી અને તેની આજ્ઞામાં વર્તવા માંડ્યું; તથા તેના સંગના પ્રભાવથી જીવહીંસા મદીરા નું પાન તથા માંસનું ભક્ષણ કરવા માંડ્યું. કહેવત છે કે જેવો સંગ તેવો રંગ; જેવી સોબત તેવી અસર થાય છે. એમાં નવાઇશી. એમ કરતાં કરતાં કેટલાક દિવસ જ્યારે ચાલ્યા ગયા, ત્યારે તે ઉપદેશ કરનાર મહાત્મા તેજ ગામમાં, પારાધીને દરવાજે આવી ઉભા રહ્યા. અને તે સ્થાનકમાં જે થયેલું ચરિત્ર તે બધું જેયું. તે એવી રીતે કે, કેટલાક સ્ત્રીયો તથા પુરૂષો મળીને, તે પારાધીના પગ ચાંપે છે. અને કોઇ તો તેને વા કરે છે. અને કોઇ તો હાથ જોડી ઉભા રહી તેની સ્તુતિ કરેછે. અને કોઇતો તેને ખાવાપીવા સારૂ માંસ, મદીરા તથા ભાત ભાતના ભોજન કરી,તેના આગળ લાવી મુકે છે અને કોઇતો જાત જાતના જીવોને મારી તેને ધસડતાં તેના આગળ લાવે છે. એવું અધર્મરૂપ ચરિત્ર જોઇ મહાત્માયે મનમાં વિચાર કરવા માંડયો, કે અરેરે! આ શું જુલમ છે. એટલામાં તો તે ગામના લોકોએ, તે મહાત્માને ભાળી; ઓળખી લીધા, અને તેનાં પગમાં

આવી પડ્યા. તથા આદરથી ઘેર તેડી જઇ ઉત્તમ ઉતારો આપ્યો. અને હાથ જોડી કહેવા મંડ્યા, કે હે મહારાજ આપની આજ્ઞા પ્રમાણે અમે વર્તિયે છીયે. કે જે આપે કીધું હતું કે મોટા પુરૂષની સેવા, અને તેની આજ્ઞામાં વર્તવું, એજ કલ્યાણનો મારગ છે. તે માટે અમે મનમાં વિચારી જોયું, પણ આપારાધી જેવો આ ગામમાં કે, બીજા દશવીશ ગામોમાં, કોઈ શરીરથી મોટો જબરો માણસ નથી. એમ જાણી તમારા કહ્યા પ્રમાણે તેની અમે સેવા કરિયે છીયે. એવા તે અજ્ઞાની લોકનાં વચન સાંભળી મનમાં વિસ્મય પામી હસીને બોલ્યા, કે હે ભાઇયો તમારી મોટી ભુલ છે, જેથી મારા ભાવાર્થને ન સમજતાં તમે અવળી રીતે ચાલ્યા છો માટે હવે સતસંગ કરી મોટા પુરૂષોને ઓળખો, અને તેમની સેવા કરો, તથા તેમની આજ્ઞામાં વર્તો. હવે તે મહાત્મા પુરૂષોને, ઓળખવા સારૂ તેમનાં જે લક્ષણ કહુંછું તે તમે સાંભળો.

જીવહીંસા, મદીરાપાન, માંસ તથા કેફાદિક પદાર્થનું ભક્ષણ, ચોરી, વ્યભિચાર, નીંદા, ઇર્ષા, જુઠ, કપટ અને જુગટું ઇત્યાદિ દોષ રહીત સત્ય, દયા, ક્ષમા, દાન, દીનતા અને ભજન એવા ગુણ જેમાં હોય તે મોટા પુરૂષ કેહેવાય છે, એમ કહી ચાલી નીકળ્યા. એવી રીતે

મહાત્માના લક્ષણ સાંભળી, તે લોકોયે દુષ્ટ પારાધીનો ત્યાગ કરી. સત્ય મહાત્માઓને શોધી, તેમનો સંગ, તથા તેમની સેવા કરવા માંડી. જેમ આ દ્રષ્ટાંતમાં મોટા પુરૂષની સેવા કરવી, એ વાકયનો ખરો અભિપ્રાય ન સમજતાં, મુર્ખ લોકો જેમ પારાધીને સેવવા મંડયા. તેમજ હાલમાં કેટલાક અજ્ઞાની લોકો શાસ્ત્રનો અભિપ્રાય ન સમજતાં પાપી પાખંડી અને ધુર્તોને બ્રાહ્મણ અને સાધુ જાણી સેવે છે. ભાવાર્થને ન સમજવાથી હાની થાય છે. તે વિષે કવિ દલપતરામ કહે છે.

દોહા. સમજે નહિ ભાવાર્થને, કરે કાંઇનું કાંય;
ફાનસ સળગાવો કહ્યો, નાખ્યો ભડકા માંય.

એવી રીતે ભાવાર્થને ન સમજતાં હાની થાય છે, માટે શાસ્ત્રનો જે અભિપ્રાય, કે જેમાં સદગુણ હોય, તેજ બ્રાહ્મણ અથવા સાધુ સમજવા, અને તેની સેવા કરવી. વળી ન્યાયની રીતથી પણ એમજ જણાયછે, કે જે ઊત્તમ કર્મ કરે તે ઊત્તમ. અને નીચ કર્મ કરે તે નીચ એ વાત જગતમાં પ્રસીદ્ધ છે. વળી જે ભણે છે તે સદગુણીજ હોયછે તેમ પણ નથી. તે વિષે કવિ દલપતરામ કહેછે--

દોહા.

સદગુણથી સજ્જન દીસે, ભણ્યા તણો નહિ ભેદ;
ભણ્યો તો હિરાક્ષસ રહ્યો, રાવણ ચારે વેદ. ||૧||

અર્થ.—સદ્‌ગુણથીજ સારો માણસ કેહેવાયછે, પણ ભણ્યાથી નહિ. કેમકે જુવો રાવણ બ્રાહ્મણના કુળમાં જન્મ્યો, અને ચારે વેદ ભણેલ હતો, તોપણ તે રાક્ષસ કહેવાણો. વળી ભાગવતમાં કીધું છે.

पंडिताबहवोराजन्बहुज्ञासंशयाच्छिदः ॥
सदस्पतयोऽप्येकेअसंतोषात्पतंत्यधः ॥

અર્થ—હે રાજન! બહુ જાણનારા, સંશય છેદનારા અને સભાના બેસવાવાળામાં મુખ્ય, એવા ઘણા પંડિતો, સંતોષ નહિ હોવાથી, નર્કમાં પડે છે. તાત્પર્ય જે લોભને વશ હોયછે, તે અનેક અનર્થ કરનારા હોય છે. માટે સદ્‌ગુણથીજ સજ્જન સમજવા, પણ વિદ્યાથિ નહિ.

માટે ભક્તિવાન પુરૂષો તેજ પુજવા લાયક છે. તથા દુરાચારી અને ભક્તિરહીત પુરૂષો તે ધિક્કારવા લાયક છે. ઇતિ ઓં શાંતિઃ શાંતિઃ



# ॥ श्री तत्वगीता ॥

## श्रीगणेशायनमः श्रीसत्यनारायणायनमः
## श्रीसद्गुरुभ्योनमः श्रीसंतवैष्णवेभ्योनमः ॥

**આ ગ્રંથની પ્રગટતા કેમ થયેલી છે, તે નીચેની હકીકત વાંચવાથી માલમ પડશે.**

જ્યારે કુરૂક્ષેત્રમાં કૌરવ ને પાંડવોનું મહાયુદ્ધ થયું, તે વખતે અગીયારક્ષોણી સેનાસહીત કૌરવો નાશ પામ્યા; અને પાંડવોનું સાત ક્ષૌણી લશ્કર નાશ પામ્યું. એકંદર એ મહાયુદ્ધમાં અઢાર ક્ષૌણી લશ્કર નાશ પામ્યું. તેમાં કેટલાક મહાવિદ્વાન તથા શુરવીર બ્રાહ્મણો અને ક્ષત્રિયો નાશ પમ્યા; ત્યારબાદ છેવટ પાંડવોને જય મળ્યો. પછી પાંડવોએ હસ્તિનાપુરમાં નીતિપુર્વક કેટલીક મુદત સુધી રાજ્ય કરી, અભીમન્યુના પુત્ર પરીક્ષતને રાજ્ય સોંપી, સ્વર્ગવાસ કર્યો. રાજા પરીક્ષતે પણ તે પુર્વજોની પેઠે યથાયોગ્ય રાજ્ય કરી, પોતાના પુત્ર જન્મેજયને રાજ્ય સોંપી સ્વર્ગવાસ કર્યો. પરંતુ તે વખતમાં રાજા જન્મેજયની બાલ્યાવસ્થા હોવાથી, પુષ્કળ પાખંડ ધર્મની પ્રવૃત્તિ થઇ, તે નીચેની બીના

વાંચવાથી માલમ પડશે.

કેટલાક દારૂ, માંસાદીક ગ્રહણ કરનારા, દુષ્ટ બ્રાહ્મણો, યજ્ઞાદીક કરમોમાં પણ દારૂ, માંસાદીક ગ્રહણ કરવું, એ પ્રમાણે ઉપદેશ કરવા લાગ્યા. અને તેની સાબીતીને માટે, મોટા મોટા રૂષિઓ તથા ક્ષત્રિઓ યજ્ઞાદિક કર્મમાં દારૂ, માંસાદક ગ્રહણ કરતા હતા. એવા કલ્પીત ઇતિહાસ બનાવી સત્યશાસ્ત્રોમાં નાખ્યા, તેથી પાખંડ ધર્મનો ઘણોજ ફેલાવો થયો, અને તે પાખંડીઓએ એક વખતે જન્મેજય રાજાને પણ છેતર્યા હતા, તે ઇતીહાસ નીચે લખીયે છીયે—એક દીવસે જન્મેજય રાજા સભા ભરીને બેઠા હતા, તે વખતે કેટલાક દુષ્ટ બ્રાહ્મણો આવી ઉપદેશ કરવા લાગ્યા કે હે રાજા! આગળ મોટા મોટા રાજા અશ્વમેધાદિક યજ્ઞો કરી મહા યશ પામ્યા છે. વળી તમારા પરપિતામહ, પાંડવોએ પણ જેમ અશ્વમેધ યજ્ઞ કરી શત્રુઓને જીતી, જગતમાં મહા યશ પ્રાપ્ત કર્યો હતો. તેમજ તમે પણ અશ્વમેધ યજ્ઞ કરશો તો શત્રુઓને જીતી જગતમાં મહાન કીર્તિ મેળવશો. એ પ્રમાણે જન્મેજય રાજાને ઉપદેશ કરી, અશ્વમેધ યજ્ઞનો આરંભ કરાવ્યો, અને તે યજ્ઞમાં બ્રાહ્મણોએ એક ઘોડો મગાવી રાજાની સમક્ષ રાણીને હુકમ કર્યો કે, હે રાણી! તું આ ઘોડાની ઉપસ્થ ઇંદ્રીને સ્પર્શ

કર; બ્રાહ્મણોનું એવું વચન સાંભળી ભોળી રાણીએ તે મુજબ કર્યું, ત્યારે તે પાપી બ્રાહ્મણો ખડ ખડ હસીપડયા, આ બનાવ જોઇ રાજાએ પોતાના મનમાં નક્કી નિશ્ચય કર્યો કે, આ કેવળ કપટનું ભરેલું કામ છે, એમ જાણી મનમાં મહાન ક્રોધ આણી, હાથમાં ચક્ર ધારણ કરી યજ્ઞ આરંભ કરનારા અઢાર બ્રાહ્મણોનાં શીર છેદન કરી, યજ્ઞ સમાપ્ત કર્યો. પાખંડી બ્રાહ્મણોનાં ઉપરનાં કૃત્યથી રાજા જન્મેજય શોકમાં નિમગ્ન થઇ ગયો, ને ખરા ધર્મનું શોધન કરવા સારૂ પંડીતોને આમંત્રણ કરી તેડાવ્યા, અને તેઓની સભા કરી પુછયું, કે હે વિદ્વવત્જનો, યજ્ઞાદિક કર્મોમાં પશુવધ, તથા માંસાદિ ભક્ષણ કરવું, એ વાત સત્ય છે કે અસત્ય? એવું રાજાનું વચન સાંભળી, કેટલાક પંડીતોએ ઉત્તર આપ્યો કે, આ વાત સત્ય છે; અને કેટલાકોએ કહ્યું કે, પશુવધ તથા માંસાદિકનું ભક્ષણ કરવું, એ શાસ્ત્ર વિરૂદ્ધ છે. આથી રાજાના મનનું નીરાકરણ થયું નહીં, ત્યારે પોતે કેટલાંક શાસ્ત્રો તપાસ્યાં, પરંતુ રાજાને કાંઈ નિશ્ચય થયો નહીં. તેનું કારણ એજ કે શાસ્ત્રોમાં પણ ભેળવણ થયેલી હતી; માટે કેટલેક ઠેકાણે યજ્ઞાદિક કર્મોમાં પશુવધ કરવાનું તથા દારૂ, માંસાદિક ગ્રહણ કરવાનું તથા કેટલેક ઠેકાણે નહીં કરવાનું, પ્રતિપાદન કરેલું હતું. એવાં શાસ્ત્રોમાં ઉભય

પ્રકાશનાં વાક્યો વાંચી, રાજાએ શોકાતુર થઇ, શુદ્ધઅં-તઃકરણથી, અન્નપાણીનો ત્યાગ કરી, એકાંત વાસમાં પરમેશ્વરની પ્રાર્થના કરવા માંડી. તે એવિ રીતે કે,—

હે પરમેશ્વર! હે સચ્ચિદાનંદ! હે સર્વજ્ઞ! હે સર્વ નિયંતા! હે સર્વ શકિતમાન! હે અજન્મા! હે અદ્વૈત! હે ન્યાયકારી, હે દયાળુ, હે ગૌભકત પ્રતિપાળ, હું એકાગ્રચિત્તથી તમારે શરણે આવ્યોછું; માટે હે ભક્ત વત્સલ! મારા ઉપર પ્રસન્ન થાઓ! પ્રસન્નથાઓ! અને મારા હૃદયમાં સત્યાસત્ય ધર્મનો વિવેક આપી, મારા શોકને નિવૃત્ત કરો. એવી ઘણીક અંતરયામી ઇશ્વરે, પ્રાર્થના સાંભળી, પ્રસન્ન થઇ, બદ્રિકાશ્રમને વિષે મહાન ધર્માત્મા વ્યાસજી તપ કરતા હતા, તેમના હૃદયને વિષે પ-રમેશ્વરે પ્રેરણા કરી, અને તેને લીધે વ્યાસજીના મનમાં સંકલ્પ પ્રગટ થયો કે, હું હસ્તિનાપુરમાં જઇ, જન્મેજય રાજાને મળું, એવો વિચાર કરી તુરત ત્યાંથી ચાલી નીકળ્યા, અને હસ્તિનાપુરમાં આવી એકાંત નિવાસી, અન્ન જળાદિકનો ત્યાગ કરનાર, કાંતિ રહીત, શોકમાં નિમગ્ન થયેલ, અને શુદ્ધઅંતઃકરણથી પરમેશ્વરની પ્રાર્થના કરનાર, એવા જન્મેજય રાજાને જોઇ, વ્યાસજી અંતરધ્યાનવડે, રાજાની મનોવૃત્તિને જાણી, પ્રસન્ન થઇ બોલ્યા! કે, હે પુત્ર પ્રસન્નથા! પ્રસન્નથા! અને શો-

કર્નો ત્યાગ કર તથા તારો જે મહાન સંશય, તેને હું નાશ કરીશ. એવાં અમૃત જેવાં વ્યાસજીનાં વચન સાંભળી, જન્મેજયરાજા અત્યંત આનંદમાં, ગદ્ ગદ્ કંઠે અશ્રુધારા યુક્ત થઇ, પ્રણામ કરી, હાથજોડી, વિનતિપુર્વક, વ્યાસજી પ્રત્યે કહે છે.

॥जन्मेजयउवाच॥

देवदेवमुनिश्रेष्टमनोर्थंकथयामिवः ॥
सर्वशास्त्रंप्रदृष्ट्वापिसंशयंनविनश्यति ॥१॥

અર્થ—હે દેવના દેવ! હે મુનિયોમાં શ્રેષ્ઠ! મારો જે મનોર્થ તે હું તમને કહુછું કે, મેં તમામ શાસ્ત્ર જોયાં, તોપણ મારો જે સંશય, તે નાશ થયો નથી. હવે જે સંશય, તે જન્મેજયરાજા વ્યાસજી પ્રત્યે કહે છે.

यज्ञश्राद्धादिकेष्वेवसुरामांसादिसेवनं ॥
अस्तिदोषमितिप्रोक्तंनास्तिदोषमितिक्वचि

અર્થ—હે સ્વામીન્ સર્વશાસ્ત્રોમાં યજ્ઞ શ્રાદ્ધાદિક કર્મ વિષે, સુરા, માંસ અને હીંસાદિકનું સેવન કરવામાં, દોષ પ્રતિપાદન કરેલ છે, અને કેટલેક ઠેકાણે નથી; માટે તે બેઉ વાકયોમાં સત્ય શું છે, અને અસત્ય શું છે, તે

આપ દયા કરીને કહેશો? એ પ્રમાણે જન્મેજયનાં વાક્ય સાંભળી વ્યાસજી કહે છે.

॥व्यासउवाच॥

शृण राजन्विनिर्दोषंसुरामांसादिसेवनं ॥
धूर्तैःप्रोक्तमित्थंवाक्यंसर्वशास्त्रेषुनिश्चयं ॥३॥

અર્થ—હેરાજન્ સાંભળો, જે સુરા, માંસ, અને હીંસાનું સેવન, તે નિર્દોષ છે, એવાં વાકયો બધાં શાસ્ત્રોમાં, પાખંડી લોકોએ કીધેલાં છે.

भक्तिज्ञानंप्रवक्ष्यामितत:धर्मसमन्वितं ॥
प्रोक्तंपार्थायकृष्णेनतच्छृणुस्वसमाहितः॥४॥

અર્થ—હે રાજન્! તે માટે ધર્મ કરીને સંયુક્ત એવું જે ભકિતજ્ઞાન, શ્રીકૃષ્ણ મહારાજે અર્જુનને કીધેલ, તેજ હું તમારા પ્રત્યે કહુછું, તે તમે સાવધાન થઇને સાંભળો.

निवृतेभारतेयुद्धेकौरवक्षयकारिणे ॥
प्रणम्यवासुदेवंचप्रपच्छविनयान्वितः ॥५॥

અર્થ—હે જન્મેજય! કૌરવને નાશ કરનાર એવું જે મહાભારતનું યુદ્ધ, નિવૃત્ત પામ્યા છતાં, નમ્રતાયુકત

એવો જે અર્જુન, શ્રીકૃષ્ણ મહારાજને નમસ્કાર કરી, પ્રશ્ન કરવા લાગ્યો.

॥अर्जुनउवाच॥

देवदेवमहादेवप्रसिद्धपरमेश्वर ॥
श्रोतुमिच्छामिमोक्षस्यसाधनंपापनाशनं॥६॥

અર્થ—હે દેવનાદેવ! હે મહાદેવ! હે પરમેશ્વર! તમે પ્રસન્ન થાઓ, અને પાપ નાશ કરનાર એવું જે મોક્ષનું સાધન, તે સાંભળવાને હું ઇચ્છું છું, તે આપ દયા કરીને કહો.

॥श्रीभगवानउवाच॥

साधुपृष्टंत्वयापार्थलोकानुग्रहकांक्षया ॥
यत्कृत्वामुच्यतेदुःखात्तच्छृणुश्ववदामिते॥७॥

અર્થ—હે અર્જુન! તમે લોકોના અનુગ્રહને વાસ્તે, બહુ સારૂં પુછ્યું; માટે જે સાધન કર્યાથી જીવ દુઃખ થકી મુક્ત થાય છે, તે તમારા પ્રત્યે હું કહુંછું, તે તમે શ્રવણ કરો.

नास्तिभक्तिंविनामोक्षःसत्यंसत्यंतुमेवचः ॥
भक्तिज्ञानंप्रवक्ष्यामिब्रह्मणोक्तंसनातनं ॥८॥

અર્થ—હે અર્જુન ! ભકિતવિના મોક્ષજ નથી, એવાં મારાં વચન સત્ય છે ! સત્ય છે !! તે વિષે બ્રહ્માજીનું કહેલું અનાદિ જે ભકિતનું જ્ઞાન તે હું તમને કહીશ.

सर्वरोगनि-त्यर्थंयथामृतांविधीयते ॥
तथापापौघनाशार्थंभक्तिरेकाविधियते ॥९॥

અર્થ—હે અર્જુન ! જેવી રીતે સર્વ રોગ નાશ કરવાસારૂ, અમૃત કહ્યું છે; તેમજ પાપના જથાને નાશ કરવાસારૂ, એક ભકિત કહી છે. હવે ભકિત એટલે શું તે શ્રીકૃષ્ણજી કહે છે.

अधर्मस्यपरित्यागोधर्मस्यपरिपालनं ॥
श्रवणंकीर्तनंध्यानंभक्तिरित्यभिधीयते॥ १०॥

અર્થ—હે અર્જુન ! અધર્મનો ત્યાગ, અને ધર્મનું પાળણુ, તથા પરમેશ્વરના જશ સાંભળવા, વળી કીરતન કરવું, તથા ધ્યાન કરવું, એનુ નામ ભકિત કીધેલ છે. હવે અધર્મ એટલે શું તે કહે છે.

जीवहिंसासुरापानंस्तेयमन्यांगनागमः ॥
महांतिपातकान्याहुर्मांसस्यभक्षणंतथा॥११॥

અર્થ—હે અર્જુન ! જીવહીંસા, દારૂનું ગ્રહણ, ચોરી,

પરસ્ત્રીનો સંગ, માંસનું ભક્ષણ, એ મહા પાપ કહ્યાં છે. હવે ધર્મ એટલે શું તે કહે છે.

सत्यंदानंक्षमाशौचंपितृसेवातपस्तथा ॥
भूतप्रियंविवेकेनसप्तकंधर्मलक्षणम् ॥१२॥

અર્થ—હે અર્જુન! વિવેકે કરી સત્ય બોલવું, દાન દેવું, ક્ષમા રાખવી, પવિત્ર રહેવું, માબાપ, ગુરૂ અને મહાત્માની સેવા કરવી, તપ કરવું, અને મનુષ્યનું સારૂં કરવું, એ સાત ધર્મનાં લક્ષણ છે. માટે વિવેકે કરી એ સાત ગુણ ધારણ કરવા, કેમકે વિવેક શબ્દનો સર્વની સાથે સંબંધ છે.

सत्यमेवपरंतीर्थंसत्यमेवपरंव्रतं ॥
सत्यमेवपरोधर्मःसत्यमेवपरंतपः ॥१३॥

અર્થ—હે અર્જુન! સત્ય એજ મોટું તિર્થ, તથા સત્યએજ મોટું વ્રત, અને સત્ય એજ મોટો ધર્મ. વળી સત્ય એજ મોટું તપ છે.

सत्येनधर्ममाप्नोतिसत्येनसुखमक्षयं ॥ सत्ये
नज्ञानमाप्नोतितस्मात्सत्यंसमाचरेत् ॥१४॥

અર્થ—હે અર્જુન! સત્યે કરીને ધર્મ તથા નાશ ન

થાક્ષે એવું સુખ, અને જ્ઞાનને પામે છે, તે માટે સત્યનું. આચરણ કરવું. હવે દાન કેમ કરવું. તે કહે છે.

**प्रेमभक्त्यातुयद्दानंदीयतेऽन्योपकारिणे ॥ वै**
**ष्णवेशांतदांतायतद्दानंसात्विकंस्मृतं ॥१५॥**

અર્થ—હે અર્જુન! પરઉપકારી, વૈષ્ણવ, વળી શાન્ત ચિત્તવાળો, અને ઈંદ્રિઓને વશ રાખનાર, એવા પુરૂષને પ્રેમભક્તિએ કરીને જે દાન અપાય છે, તે દાન સાત્વિક કીધું છે. તાત્પર્યઃ--સાત્વિક એટલે ઉત્તમ.

**यत्तुप्रत्युपकारार्थंफलमुद्दिश्यवापुनः ॥**
**दीयतेचपरिक्लिष्टंतद्राजसमुदाहृतं ॥१६॥**

અર્થ—હે અર્જુન! જે દાન મતલબને વાસ્તે, અથવા ફળની ઇચ્છા કરી, તથા ક્લેશે કરીને, અપાય છે, તે દાન રજોગુણી કહ્યું છે. તાત્પર્યઃ—રજોગુણી એટલે મધ્યમ.

**पात्रंज्ञात्वापियद्दानंकुपात्रेभ्यश्चदीयते ॥**
**असत्कृतमवज्ञातंतत्तामसमुदाहृतं ॥१७॥**

અર્થ—હે અર્જુન! પાત્રને જાણતાં છતાં પણ કુપાત્રને જે દાન અપાય છે, અથવા સત્કાર વિના તથા તીર-

સ્કાર કરીને, અપાય છે, તે દાન તમોગુણી કીધું છે. તાત્પર્યઃ–તમોગુણી એટલે નઠારૂં.

सात्विकं वमोक्षार्थराजसंद्रिष्फलंभवेत् ॥
तामसंनरकायैवप्रोक्तं त्रि विधिसाधनं ॥१८॥

અર્થ—હે અર્જુન! સાત્વીક જે દાન, તે કલ્યાણને વાસ્તે, અને જે રજોગુણી દાન, તે નીષ્ફળ થાયછે તથા તમોગુણી જે દાન, તે નરકને વાસ્તે છે. એમ સર્વે સાધન ત્રણ પ્રકારનાં કીધેલ છે.

कुटुंबिनेच भक्तायनिर्धनायचदीयते ॥
तद्दानमक्षयंज्ञेयंभक्तायनिर्धनायवा ॥१९॥

અર્થ—હે અર્જુન ! કુટુંબવાળો ભગવાનનો ભકત, અને નિર્ધન અથવા ભગવાનનો ભકત અને નિર્ધનને જે દાન અપાય છે, તે દાન અક્ષય જાણવા યોગ્ય છે.

कोटिमुद्रां यादत्वाफलंप्राप्नोतिमानवः ॥
समग्रंतत्फलंज्ञेयमेकमानवभोजने ॥२०॥

અર્થ—હે અર્જુન ! કરોડો રૂપિયા આપવાથી, જે ફળને માણસ પામે છે, તેટલું ફળ એક માણસને જમાડવામાં જાણવું.

अन्नदानात्परंदानंनभूतंनभविष्यति ॥
तथैवज्ञानदानंचसर्वदानाद्विशिष्यते ॥२१॥

અર્થ—હે અર્જુન! અન્નદાનથી મોટું દાન થયું નથી, તેમ થશે પણ નહીં, તેમજ જ્ઞાનનું જે દાન છે, તે પણ સવ દાન થકી ઉત્તમ છે.

अन्नदानंतुसर्वेभ्योदेयंपात्रानुसारतः ॥
अन्नदानंगृहस्थानांमहद्धर्मविशेषतः ॥२२॥

અર્થ—હે અર્જુન! અન્નનું દાન જે છે, તે પાત્રને અનુસરી સર્વને આપવું; કેમકે અન્નનું જે દાન છે, તેજ ગૃહસ્થોનો વિશેષે કરીને મોટો ધર્મ છે. વળી ઉપરના ધર્મના લક્ષણમાં વિવેકે કરી દાન આપવું, એમ કીધેલ છે, તે માટે કુપાત્રને અન્ન આપવું, તે રામનું નામ લેવરાવીને આપવું.

कोटिसहस्रगोदानंहेमरत्नसमन्वितं ॥
यद्दत्वाफलमाप्नोतितत्फलंभक्तभोजने ॥२३॥

અર્થ—હે અર્જુન! સોનું તથા રત્ને કરીને યુક્ત, એવી કરોડ હજાર ગાયોનું દાન દીધાથી, જે ફળને મનુષ્ય પામે છે, તે ફળ એક ભગવાનના ભક્તને જમા-

ડયાંમાં થાય છે. ૧૮

पृथिव्यांयानिरत्नानिगजाश्वभूषणानिच ॥
यद्दत्वाफलमाप्नोतितत्फलंभक्तभोजने ॥२४॥

અર્થ—હે અર્જુન! પૃથવીમાં જેટલાં રત્નો, અને હાથીઓ, તથા ઘરેણાઓ હોય, તે દીધાથી જે ફળને માણુસ પામે છે, તે ફળ એક ભગવાનના ભકતને જમાડયામાં થાય છે.

अन्नदानेनप्राप्नोतिविरक्तोज्ञानदोमुनिः ॥
ब्रह्माशंभुरहंपार्थयस्यदर्शनकांक्षिणः ॥२५॥

અર્થ—હે અર્જુન! બ્રહ્માજી તથા શંકર અને હું-જેના દરશાનની ઈચ્છા કરનારા, એવા ત્યાગી અને જ્ઞાનના દેવાવાળા મુની, અન્નદાને કરીને પ્રાપ્ત થાય છે.

साधुर्यस्यगृहेभुंक्तेतस्यगृहेस्वयंहरिः ॥
यस्यगृहेहरिर्भुंक्तेलोकत्रयंचतद्गृहे ॥२६॥

અર્થ—હે અર્જુન! જેને ઘેર સાધુ જમેછે, તો તેના ઘર વિષે સાક્ષાત ભગવાન જમે છે. અને જેના ઘર વિષે ભગવાન જમે, ત્યારે તેના ઘરમાં ત્રણ લોક જમ્યા જાણવા.

તેમજ શિવપુરાણમાં વાયુ સંહીતાના ૨૯ મા અધ્યાયમાં ભગવાનના ભકતને અન્ન આપવાનું વિશેષ મહાત્મ કીધેલ છે.

द्विजानांवेदविदुषांकोटिंसंपूज्ययत्फलं ॥
भिक्षामात्रप्रदानेनतत्फलंशिवयोगिने ॥२७॥

અર્થ—વેદના ભણેલા, કરોડ બ્રાહ્મણોને પુજવાથી, જે ફળ થાય છે, તે ફળ એક ભગવાનના ભજન કરનારને, જમાડવાથી થાય છે.

गृहस्थानांसहस्त्रेणब्रह्मचारिशतेनच ॥
वानप्रस्थस[illegible]स्त्रणयतिरेकोविशिष्यत ॥२८॥

અર્થ—હજાર ગહસ્થીઓ થકી, એક બ્રહ્મચારી શ્રેષ્ટ, તથા સો બ્રહ્મચારીઓ થકી, એક વાનપ્રસ્થ શ્રેષ્ટ, વળી હજાર વાનપ્રસ્થ થકી, એક સંન્યાસી શ્રેષ્ટ છે.

यज्ञाग्निहोत्रदानेषुतीर्थहोमेषुयत्फलं ॥
योगिनामन्नदानेनतत्समस्तंफलंलभेत् ३९॥

અર્થ-યજ્ઞ, અગ્નિહોત્ર, દાન, તિર્થ, હોમમાં જે ફળ થાય છે, તે સંપુર્ણ ફળને યોગીને અન્ન આપવાથી મનુષ્ય પામે છે. તેમજ શિવપુરાણમાં ધર્મસંહીતાના ૧૭

મા અધ્યાયમાં કીધેલ છે.

शिवयोगीगृहेयस्यभिक्षांगृह्णातिसत्कृतां ॥
कुलमुत्तारयेत्तस्यनरकार्णवसंस्थितम् ॥३०॥

અર્થ-જેના ઘરને વિષે, શ્રેષ્ટ ભોજન શિવના ભકત ગ્રહણ કરે છે, તો તે પુરૂષના નરકમાં પડેલ કુળનો ઉદ્ધાર કરે છે.

ज्ञानिनेशांतचित्तायशिवध्यानरतायच॥
श्रद्धयान्नंशुभंदत्वासर्वपापात्प्रमुच्यते ॥३१॥

અર્થ-જ્ઞાની અને શાંન્તચિત્તવાળો તથા શિવનું ધ્યાન કરવાવાળો, તેને જે શ્રદ્ધા કરીને ઉત્તમ અન્ન આપે છે, તો તે માણસ સર્વ પાપ થકી મુકત થાય છે,

पितृनुद्दिश्ययः श्राद्धेभोजयेच्छिवयोगिनः
सगच्छेदैश्वरंस्थानमेकविंशतिकुलान्वितः ३२

અર્થ-જે માણસ પિતૃના નીમિત્ત, શ્રાદ્ધમાં શંકરના ભકતને જમાડે તો તે માણસ એકવીશ કુળસહિત ઇશ્વરના સ્થાનકને પામે છે.

सर्वेषामेवदानानामन्नदानंपरंस्मृतं ॥
सद्यःप्रीतिकरंतेजःबलबुद्धिविवर्द्धनं ॥३३॥

અર્થ—સર્વદાનોમાં અન્નદાન શ્રેષ્ટ કીધું છે, વળી તરત આનંદ આપે છે, અને તેજ, બળ તથા બુદ્ધિને વધારે છે.

नान्नापानसमंदानंविद्यतेमुनिसत्तम ॥
अन्नाद्भवंतिभूतानितदभावेम्रियंतिच ॥३४॥

અર્થ—હે મુનીયોમાં શ્રેષ્ટ, અન્નપાણી જેવું બીજું કાંઇ દાન નથી, કેમકે અન્નથકી પ્રાણી ઉત્પન્ન થાય છે, તેમજ ન મળવાથી મરી જાય છે.

हेमरत्नाश्वनागेंद्रैर्नारिस्त्रक्चंदनादिभिः ॥
समस्तैरपिसंप्राप्तैर्नारमंतिबुभुक्षिताः ॥३५॥

અર્થ—સોનું, રત્ન, ઘોડા, હાથી, સ્ત્રીયો, માળા, અને ચંદનાદિ સર્વે પદાર્થો પ્રાપ્ત થાય, તોપણ તેણે ફરીને ભુખ્યા થયેલા મનુષ્યો, પ્રસન્ન થતા નથી.

क्षुधाहिसर्वरोगाणांव्याधिःश्रेष्टतमःस्मृतः ॥
सचान्नौषधलेपेननश्यतीहनसंशयः ॥३६॥

અર્થ—સર્વ રોગમાં ભુખ એ મોટો રોગ કીધેલ છે, અને તે રોગ અન્નરૂપી ઔષધના લેપે કરીનેજ નાશ થાય છે, એમાં કાંઇ સંશય નહીં.

गर्भस्थाजायमानाश्चबालावृद्धाश्चमध्यमाः
आहारमाभिकांक्षंतिदेवदानवराक्षसाः ॥३७॥

અર્થ—ગર્ભમાં રહેલા, ઉત્પન્ન થયેલા બાળકો, ગરઢા, જુવાન, દેવ, દાનવ, અને રાક્ષસ હોય; તોપણ તે સર્વે અહારને ઇચ્છે છે.

अन्नदःप्राणदःप्रोक्तःप्राणदश्चापिसर्वदः ॥
तस्मादन्नप्रदानेनसर्वदानफलंभवेत् ॥३८॥

અર્થ—જે અન્નનો દેનાર, તે પ્રાણનો દેવાવાળો કીધેલ છે, અને જે પ્રાણ દેવાવાળો, તે સર્વે સ્વદાન આપનારો કીધેલ છે. તે માટે અન્નદાને કરીને, તમામ દાનનું ફળ થાય છે.

यस्यान्नपानःपुष्टांगःकुरुतेधर्मसंचयं ॥
अन्नदातुश्च[redacted]तुश्चार्द्धनसंशयः ॥३९॥

અર્થ—જેના અન્નજળે કરીને, પુષ્ટ થયેલો માણસ, જે ધર્મ ભેગું કરે છે, તે ધર્મનું ફળ અન્નના દેવાવાળાને, અરધું જાય છે, અને ધર્મ કરવા વાળાને અરધું રહે છે, એમાં સંશય નહીં.

त्रैलोक्येयानिरत्नानिभोगस्त्रीवाहनानिच ॥

अन्नपांनप्रदःसर्वमिहा‌ त्रचतल्लभेत् ४०॥

અર્થ—અન્નજળનો દેવા વાળો માણુસ, ત્રણુ લોકમાં જે રત્નો, ભોગ, સ્ત્રીયો, વાહનો, અને બીજા સર્વ પદાર્થોને આ લોક તથા પરલોકમાં પામે છે. ઇતી.

कृत्वापि महात्पापंयःपश्चादन्नदोभवेत् ॥
विमुक्तःस भ्यो लोकं गच्छति ॥४१॥.

અર્થ—હે અર્જુન ! જે માણુસે મોટાં પાપ કરેલાં હોય, તો પણુ તે દુરાચરણુ મુકી, અન્નનો દેવાવાળો થાય તો તે માણુસ સર્વ પાપ થકી મુકત થઇ ભગવાનના લોક પ્રત્યે જાય છે.

मालागीतादिकंद वैष्णवेभक्तिभावतः ॥
कोटिस स्त्रगोदानंतत्फलंलभतेनरः ॥४२॥

અર્થ—હે અર્જુન! માળા, તથા ગીતાદિક સત્યશાસ્ત્રો ભકિત ભાવે કરીને, જે માણુસ ભગવાનના ભકતને આપે છે, તો તે માણુસ કરોડહજાર ગાયનાં દાનનું જે ફળ છે, તે ફળને પામે છે.

देवादिमं रंचैवविद्याशालांक तियः ॥
समुत्कासवपा भ्योब्रह्मलोकंचगच्छति ।४३।

અર્થ—હે અર્જુન! જે માણસ દેવતા દિકનાં મંદિર, ધર્મશાળા, અથવા વિદ્યાનીશાળા કરે છે, તો તે માણસ સર્વ પાપ થકી મુકત થઇ બ્રહ્મ લોકમાં જાય છે.

पानीयदानंपरमंदानानामुत्तमंसदा ॥
तस्माद्वापिश्चकूपाँश्चतडागानिचकारयेत् ४४

અર્થ—હે અર્જુન! પાણીનું દાન સર્વ દાનોમાં નિરંતર શ્રેષ્ટ છે; તે માટે વાવ, કુવા, અને તળાવો, કરાવવાં.

सर्वंतारयतेवंशंयःखनेच्चजलाशयं ॥
गावःपिवन्तिविप्राश्चसाधवश्चनराःसदा॥४५॥

અર્થ—હે અર્જુન! જે માણસ જળનું સ્થાનક ખોદાવે, તો તે સર્વ વંશને તારે છે, કેમકે તે પાણી વિષે ગાયો, બ્રાહ્મણો, સાધુ પુરૂષો, અને મનુષ્ય માત્ર નિરંતર પાણી પીયે છે.

त्रिषुलोकेषुस[illegible]पूजितोयस्तडागकृत् ॥
धर्मार्थकाममोक्षाणांफलमाहुर्मनीषिणः॥४६॥

અર્થ—હે અર્જુન! જે તળાવને કરાવવા વાળો છે, તે માણસ ત્રણ લોકને વિષે, સર્વ ઠેકાણે પુજાય છે; તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષના ફળને પામે છે, એમ જ્ઞાની

પુરૂષોં કહે છે.

परार्थंवृक्षरोपीचप्राप्नोतिसुखमक्षयं ॥
धर्मार्थंयेननप्राप्नोतितस्माद्वृक्षांस्तु ोपयेत् ॥४७॥

અર્થ—હે અર્જુન! પારકા સુખને અર્થે, વૃક્ષને વાવવા વાળો, અક્ષય સુખને પામે છે, અને જેને વડે, ધર્માર્થને પામે છે, તે માટે એવાં જે વૃક્ષો તે રોપવાં.

पशुपाक्षिनराश्चैवसंश्रयंतिमहीरुहान् ॥
इहलोकेपरेचैववृक्षास्तुसुखदायकाः ॥४८॥

અર્થ—હે અર્જુન! પશુ, પક્ષી અને મનુષ્યો, એ સર્વે વૃક્ષોનો આશ્રય કરે છે. વળી આ લોકમાં તથાપર લોકમાં તે વૃક્ષો સુખનાં દેવાવાળાં છે.

रोगीणामौषधंदद्यातशुश्रषयासमन्वितः ॥
इहलोकेसुखंभुत्कापरब्रह्माधिगच्छति ॥४९॥

અર્થ—હે અર્જુન! જે માણસ સેવા સહીત રોગીને ઔષધ આપે તો તે આ લોકમાં સુખ ભોગવી અંતે પરિબ્રહ્મને પામે છે.

इतिश्री ूळवेदतत्व गीतायांप्रथमोऽध्यायः संपूर्णः ॥

॥ श्रीकृष्णउवाच ॥

क्षमासर्वेषु भक्तेषुजीवेषु चविवेकतः ॥
नदुर्जनेषुकर्त्तव्याधनंजयकदाचन ॥१॥

અર્થ—હે અર્જુન! સર્વે ભક્ત તથા જીવોને વિષે, વિશેષે કરી ક્ષમા કરવી યોગ્ય છે, પરંતુ દુષ્ટોને વિષે કોઇ દિવસ પણ ક્ષમા કરવી યોગ્ય નથી.

शौचंतुद्विविधंप्रोक्तंबाह्याभ्यंतरमेवच ॥
बाह्यंपवित्रं वस्त्राद्यैरन्यंज्ञानजलेन च ॥२॥

અર્થ—હે અર્જુન! પવિત્રતા બે પ્રકારની કહી છે એક અંદરની, અને બીજી બાહેરની, તેમાં બાહેરની પવિત્રતા, વસ્ત્રાદિકોયે કરીને, વળી અંદરની, જ્ઞાનરૂપી જળે કરીને રાખવી.

यावद्देहंचशुश्रूषाकार्यापित्रोस्तथागुरोः ॥
वैष्णवानांविरक्तानांप्रेमपूर्त्याचमामकैः ॥३॥

અર્થ—હે અર્જુન! જ્યાં સુધી દેહ છે, ત્યાં સુધી મારા આશ્રીત જે મનુષ્યો છે, તેમણે, માતા, પિતા, ગુરૂ, વૈષ્ણવ, અને ત્યાગી એવા જે પુરૂષો તેમની પ્રેમ

ભક્તિયે કરીને સેવા કરવી.

पित्रोश्चपूजनंकृत्वाप्रक्रांतिंचकरोतियः ॥
तस्यवैपृथिवीजन्यंफलंभवतिनिश्चितं ॥४॥

અર્થ—હે અર્જુન! જે માણસ, માબાપનું પુજન કરીને, પ્રદક્ષણા કરે છે; તો તે માણસને, નિશ્ચય કરીને પૃથ્વીની પ્રદક્ષણા કરવાનું ફળ થાય છે. વળી મનુ સ્મૃતિમાં કીધેલું છે કે,

इमंलोकंमातृभक्त्यापितृभक्त्यातुमध्यमं ॥
गुरुशुश्रूषयात्वेवंब्रह्मलोकंसमश्नुते ॥५॥

અર્થ—માતાની ભક્તિએ કરીને, આ લોકનાં સુખ, અને પિતાની ભક્તિએ કરીને, સ્વર્ગનાં સુખ, વળી ગુરૂની સેવાએ કરીને, બ્રહ્મલોકનાં સુખને ભોગવે છે.

आचार्योब्रह्मणोमूर्तिःपितामूर्तिःप्रजापतेः ॥
मातापृथिव्यामूर्तिस्तुभ्रातास्वमूर्तिरात्मनः ६

અર્થ—ગુરૂ બ્રહ્માની મૂર્તિ, અને પિતા પ્રજાપતિની મૂર્તિ, તથા માતા પૃથ્વીની મૂર્તિ, તેમજ ભાઇ પોતાનીજ મૂર્તિ છે. ઇતી.

पुत्रस्यचमहत्तीर्थंपित्रोश्चरणपंकजं ॥
अन्यत्तीर्थंतुदूरेवैगत्वाप्राप्येततत्पुनः ॥७॥

અર્થ—હે અર્જુન! પુત્રને, માતાપિતાના ચરણ કમળની સેવા છે, તેજ મોટું તીર્થ છે. અને બીજાં જે તીર્થ છે, તે તો છેટે જવાથી પ્રાપ્ત થાય છે.

मातातीर्थंपितातीर्थंतीर्थंगुरुश्चवैष्णवः ॥
एतत्तीर्थानियस्त्यज्यमोक्षमिच्छातिमूढधिः ८

અર્થ—હે અર્જુન! માતા, પિતા, ગુરૂ, અને વૈષ્ણુવ, એ સર્વે તીર્થ રૂપ છે; માટે એવા તીર્થોને મુકી, જે બીજાં તીર્થોમાં મોક્ષની ઇચ્છા કરે છે, તે મુર્ખ છે.

येपापानिनकुर्वंतिमनोवाक्कर्मबुद्धिभिः ॥
तेसुतपाःपरिप्रोक्तानतुदेहस्यशोषकाः ॥९॥

અર્થ—હે અર્જુન! જે માણસો, મન, વચન, કર્મ અને બુદ્ધિયે કરીને, પાપ નથી કરતા, તે ઉત્તમ તપ વાળા કીધેલા છે, પરંતુ શરીરને જે સુકાવનારા તે નથી.

इतिश्रीमूळवेदतत्वगीतायांद्वितियोऽध्यायःसंपूर्णः

॥ श्रीकृष्ण उवाच ॥

निमज्जयतिपुत्रंवैसंसारेजनकःपिता ॥
संतारयतिसंसाराद्गुरुर्वैबोधकःपिता ॥१॥

અર્થ—હે અર્જુન! ઉત્પન્ન કરવાવાળો બાપ, પોતાના પુત્રને સંસાર વિષે બુડાડે છે; અને ઉપદેશ કરવાવાળા ગુરૂ રૂપ જે પિતા, તે સંસારથી તારે છે.

उभयोरंतरंज्ञात्वापितरंगुरुमर्चयेत् ॥
अंगशुश्रुषयाचापिधनाद्यैःस्वार्जितैर्ध्रुवं ॥२॥

અર્થ—હે અર્જુન! એમ બેનો ભેદ જાણી, અંગ સેવા તથા પોતાની મેહેનતે કરી, ભેગું કરેલું જે ધનાદિક તેણે કરી પિતા અને ગુરૂને પુજવા.

स्नानाभिषेकनैवेद्यैर्भोजनैश्चप्रपूजयेत् ॥
गुरुपूजैवपूजास्तिदेवस्यपरमात्मनः ॥३॥

અર્થ—હે અર્જુન! સ્નાન, અભિષેક, નૈવેદ્ય, અને ભોજને કરી ગુરૂને પુજવા, કેમકે ગુરૂનું જે પુજન છે, તે પરમાત્માનુંજ પુજન છે. વળી ગુરૂ ગીતામાં શંકર ઉમયાજીને કહે છે, કે.

ध्यानमूलंगुरोर्मूर्तिःपूजामूलंगुरोःपदं ॥
मंत्रमूलंगुरोर्वाक्यंमोक्षमूलंगुरोःकृपा ॥४॥

અર્થ—હે દેવી! જે ગુરૂની મૂર્તિ, તે ધ્યાનનું મૂળ છે, અને જે ગુરૂના ચરણ, તે પુજાનું મૂળ છે, વળી જે ગુરૂનું વચન, તે મંત્રનું મૂળ છે, તથા જે ગુરૂની દયા, તે મોક્ષનું મૂળ છે.

गुरुरेवपरंतीर्थमन्यत्तीर्थंनिरर्थकं ॥
सर्वतीर्थपरंदेवीसद्गुरोश्चरणांबुजे ॥५॥

અર્થ—ગુરૂ છે, તેજ ઉત્તમ તીર્થ છે, અને તે શિવાય બીજાં જે તીર્થ, તે વ્યર્થ છે, તથા હે દેવી! સર્વે તીર્થ, અને કલ્યાણ, એ ગુરૂના ચરણ કમળ વિષેજ છે. વળી ભાગવત વિષે કીધેલ છે.

यस्यसाक्षाद्भगवतिज्ञानदीपप्रदेगुरौ ॥
मर्त्यासद्धिःश्रुतंतस्यसर्वंकुंजरशौचवत् ॥६॥

અર્થ—જ્ઞાનરૂપ દીપકને દેનાર અને ભગવતરૂપ એવા જે ગુરૂ, તે વિષે મનુષ્ય એવી અસત્ય બુદ્ધિ છે જેની, તેનું સર્વે સાંભળવું હાથીના નાવા જેવું વ્યર્થ છે. વળી શ્રુતિમાં કહ્યું છે.

यस्यदेवेपराभक्तिर्यथादेवेतथागुरौ ॥
त यैताःकथिताह्यर्थाःप्रकाशंतेमहात्मनः॥७॥

અર્થ—જેમ, જે માણસની દેવમાં ઉત્તમ ભકિત છે, તેમ, ગુરૂના વિષે હોય, તો તે મહાત્માના હૃદયને, આ કીધેલા અર્થ પ્રકાશે છે. વળી આદીત્ય પુરાણ મધ્યે.

पाझेरुष्टे[illegible]रस्त्राताहरेरुष्टे[illegible]रिस्तथा ॥
हरौरुष्टेगु[illegible]तागु[illegible]श्चन ॥८॥

અર્થ—બ્રહ્માજી રોષ પામ્યા છતાં, શંકર રક્ષા કરે છે, તથા શંકર રોષ પામ્યા છતાં, વિષ્ણુ રક્ષા કરે છે, તથા વિષ્ણુ રોષ પામ્યા છતાં, ગુરૂ રક્ષા કરે છે, પણ ગુરૂ રોષ પામ્યા છતાં, કોઇ રક્ષા કરનાર નથી. ઇતિ.

[illegible]रुंविनानतुश्रेयःस[illegible]स्त्रसाधनैरपि ॥
गुरो[illegible]खेनमंत्रंतुग्राह्यमेवमुमुक्षुभिः ॥९॥

અર્થ—હે અર્જુન! ગુરૂવિના હજારો સાધનો કરે, તોપણ કલ્યાણ થાતું નથી, માટે જેને કલ્યાણની ઇચ્છા હોય, તેમણે ગુરૂના મુખ થકીજ મંત્રનું ગ્રહણ કરવું. ભાવાર્થ—એનો એછે કે, ગુરૂવિના મંત્ર ફળિભુત થતા નથી.

अदीक्षितस्य कौंतेयकृतंसर्वमनर्थकं ॥
पशुयोनिमवाप्नोतिदीक्षाहीनोमृतोनरः ॥१०॥

અર્થ—હે અર્જુન! ગુરૂની દીક્ષા રહીત જે મનુષ્ય છે, તેનાં સર્વ કર્મ અનર્થ કરનારાં હોય છે, અને મરીને તે દીક્ષાહીન માણસ, પશુના અવતારને પામે છે.

अदीक्षितस्यजीवस्य मुखंपश्यतिमानवः ॥
ब्रह्महत्याकृतं पापंभवेत्तस्यचसर्वदा ॥११॥

અર્થ—હે અર્જુન! વળી જેને ગુરૂ દીક્ષા નથી, એવો જે મનુષ્ય, તેનું મુખ જે માણસ જોવે છે, તો તેને હમેશાં બ્રહ્મહત્યાનું પાપ લાગે છે. હવે ગુરૂનાં લક્ષણ શું છે, તે શ્રીકૃષ્ણ મહારાજ કેહે છે.

निष्पापोलोभहीनश्चपंडितःप्रभुसेवकः ॥
दयालुर्बोधकश्चैवसवैगुरुरितिस्मृतः ॥१२॥

અર્થ—હે અર્જુન! પાપ, અને લોભ થકી રહીત, ભણેલો, ભગવાનનો સેવક, દયાળુ અને બોધના કરનાર, એવા ગુણ યુકત પુરૂષ્યને ગુરૂ કીધેલ છે; પણ કેવળ શિષ્યોને કંઠિયો બાંધી, કાનમાં ફુકનારા એવા મનુષ્યોને ગુરૂ ન સમજવા. વળી અજાણમાં ગુરૂ ધારણ

કરેલ્લા હોય, અને તે અધર્મી હોય, તો તેનો ત્યાગ કરવો, તે વિષે મનુ સમૃતિમાં કહેલું છે.

गुरोरप्यवलिप्तस्यकार्याकार्यमजानतः ॥
उत्पथ्यपरिपन्नस्यपरित्यागोविधीयते॥१३॥

અર્થ—અભિમાની, અને કાર્ય અકાર્યને ન જાણનાર, વળી વિપ્રીત માર્ગમાં વર્તનાર, એવા ગુરૂનો પણ ત્યાગ કરવો કીધેલ છે.

ज्ञानदानात्तुयद्द्रव्यंमंत्रदानाल्लभेद्यदि ॥
तद्द्रव्यैर्भोजयेद्भक्तान्चान्यथारौरवंव्रजेत् १८

અર્થ—હે અર્જુન! જ્ઞાનદાનથી, અથવા મંત્રદાનથી, જે દ્રવ્યની પ્રાપ્તિ થાય, તે દ્રવ્યે કરીને, ભગવાનના ભક્તને જમાડવા; નહીં તો તે ગુરૂ રૌરવ નર્કને પામે છે. તે વિષે બ્રહ્મસંહિતામાં જેમ કીધેલ છે. તેમ નીચે લખીયે છીયે.

જે વખતે રામચંદ્રજી, સ્વધામમાં જવા વાસ્તે તૈયાર થયા, તે વખતે સરજુના કાંઠા ઉપર, સિંહાસન ઉપર બિરાજમાન થઇ, હનુમાનજીને હુકમ કર્યો, કે તમે નગરમાં જઇ, સર્વ મનુષ્ય માત્રને તેડી લાવો. એવાં ભગવાનનાં વચન સાંભળી, હનુમાનજી તે સર્વે લો-

કોને તેડી લાવ્યા, ત્યારે રઘુનાથજીએ કીધું કે હવે કોઇ બાકી રહેલ છે; એવાં વચન સાંભળી, હનુમાનજી હાથ જોડી બોલ્યા કે હે માહારાજ, આપની આજ્ઞા પ્રમાણે સર્વે આવી પહોંચ્યા છે; પરંતુ સડેલને રૂંવાડે રૂંવાડે જીવડા પડેલ, એવો એક શ્વાન છે, તેને જો આપની રજા હોય તો આહીં લાવું એવાં હનુમાનજીનાં વચન સાંભળી, અત્યંત દયાળુ એવા જે રઘુનાથજી, તે હનુમાનજી પ્રત્યે કેહેતા હવા. કે હે! હનુમાન તમે તુરતા તુરત જઇ, જીવડા સહીત, તે શ્વાનને અહીં લઇ આવો. એવાં પરમ કૃપાળુ, રામચંદ્રજીનાં વચન શ્રવણ કરી, હનુમાનજીએ તેમજ કર્યું. પછી દીનદયાળુ એવા જે રઘુનાથજી, તેમણે સરજુ નદીમાં તે જીવડા સહીત, શ્વાનને નખાવ્યો, કે તેજ વખતે, તે સર્વે જીવડા સહીત શ્વાન દીવ્યરૂપને પામ્યો. પછી રઘુનાથજીએ, તેને તેડાવીને પૂછ્યું, કે, અરે, ભાઇ, આ શ્વાનનો દેહ તને કેમ મળ્યો, તે વાત કર, એવાં ભગવાનનાં વચન સાંભળી, તે હાથ જોડી બોલ્યો, કે હે માહારાજ, મને જે કર્મે કરી શ્વાનનો અવતાર મળેલો હતો, તેની હકીકત જેમ થયેલી છે, તેમ હું આપની આગળ નીવેદન કરૂં છું તે નીચે મુજબ.

આગળ હું આ જગતમાં ગુરૂ થઇ, અજ્ઞાની લોકોને કંઠિયો બાંધી, કાન ફુંકી તેમની પાસેથી દ્રવ્ય

લઇને ભેગુ કર્યું, પરંતુ તે દ્રવ્ય સુમાર્ગે વાવર્યું નથી, તેણે કરીને હું નરકમાં પડ્યો. ને પછી મને શ્વાનનો અવતાર આવ્યો, ને મારા સેવકો ગીંગોડા થઇ મને વળગ્યા હતા, અને મારા શરીરના લોહીનું પાન કરતા હતા, એવામાં એક દિવસે કોઇ માહાત્માના ચરણનું જળ ધોયેલું હતું, તેનું પાન કરી, તેના ચરણની રજમાં હું આળોટયો, તેણે કરીને હે રઘુનાથજી, આ આપની અયોધ્યા નગરીમાં, મારો અવતાર થયો, અને તેજ પુન્યે કરીને આપનાં દર્શન મને થયાં. તથા તે દર્શનના પ્રતાપથી, મારું દુઃખ માત્ર નાશ થયું, મને ઉત્તમ સુખની પ્રાપ્તી થઇ. એવાં વચન સાંભળી, રામચંદ્રજીએ, સર્વ મનુષ્ય માત્ર પ્રત્યે કીધું, કે હે ભાઇયો, જે કોઇ સત્ય શાસ્ત્રથી, વિરૂદ્ધ ઉપદેશ કરશે, અથવા ઉપદેશ કરી પૈસો લઇ સુમાર્ગે નહીં વાવરશે, તો તે મનુષ્યના પણ એવાજ હાલ થશે. માટે ગુરૂ તથા સેવકોને સત્યશાસ્ત્ર પ્રમાણે વર્તવું.

**ब्राह्मणःक्षत्रियोवापिवैश्यःशूद्रोऽथवेतरः ॥**
**स्त्रीभिःसहप्रयत्नेनगुरुमेवसमाश्रयेत् ॥५१॥**

અર્થ—હે અર્જુન ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, અથવા બીજો કોઇ હોય, તો તે પોતાની સ્ત્રીયો સાથે, પ્રયત્ન કરીને, ગુરૂનો આશ્રય કરવો.

दुर्लभःसद्गुरुणांतुसत्संगःपरिकीर्तितः ॥
तदनुज्ञायदास्याद्वैसदीक्षांवासरोमहान् ॥ १६।

અર્થ—હે અર્જુન! જે સદ્‌ગુરૂનો સંગ, તે દુર્લભ કીધેલ છે. માટે તેમની અજ્ઞા જ્યારે થાય, તેજ દીક્ષાનો દીવસ મોટો છે.

ब्राह्मणानक्षात्रेयानवैश्यानसत्शूद्रानसत्स्त्रियोपिवा ॥ विरक्तोब्रह्मवित्साधुर्दीक्षयेद्विधिवत्सदा ॥१७॥

અર્થ —હે અર્જુન! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર અથવા સ્ત્રી હોય તો તેમને વિરકત અને બ્રહ્મવેત્તા એવા જે સાધુ, તે વિધિવત્ દીક્ષા આપે.

सत्यदयाक्षमाधृतिःशौचमिंद्रियनिग्रहः ॥
गुरुसेवातथाश्रद्धाएवंशिष्यस्यलक्षणं ॥१८॥

અર્થ—હે અર્જુન! સત્ય, દયા, ક્ષમા, ધીરજ, શૌચ, ઇંદ્રિય નિગ્રહ, ગુરૂસેવા, તથા શ્રદ્ધા. એવી રીતનાં શિષ્યનાં લક્ષણ છે.

इतिश्रीमूळवेदतत्वगीतायांतृतियोऽध्यायःसंपूर्ण

पंचदोषविहीनश्चभूतानांबोधदायकः ॥
दयालुर्हरिदासश्चसेवैसाधुरितिस्मृतः ॥१॥

અર્થ—હે અર્જુન! પાંચ જે મોટાં પાપ છે, તે થકી રહીત, અને મનુષ્યોને બોધના આપનાર વળી દયાળું તથા હરિના જે દાસ તે સાધુ કીધેલ છે.

साधवोद्विविधाप्रोक्तागृहस्थान्यासिनस्तथा ॥
तयोर्मध्येविरक्ताश्चज्ञानदानात्सदाशुभाः॥२॥

અર્થ—હે અર્જુન ! સાધુ બે પ્રકારના કીધેલ છે, એક ગ્રહસ્થી, અને બીજો ત્યાગી, તે બેમાં ત્યાગી પુરૂષો જ્ઞાનનું દાન આપે છે તે માટે તેઓ નિરંતર શ્રેષ્ઠ છે.

अन्नदानंपरंपार्थज्ञानदानमतःपरं ॥
अन्नेनक्षणिकातृप्तिर्ज्ञानेनसुखमक्षयं ॥३॥

અર્થ—હે અર્જુન ? સર્વદાન થકી, અન્નદાન અત્યંત શ્રેષ્ટ છે, અને તે થકી પણ જે જ્ઞાનનું દાન તે વિશેષ શ્રેષ્ટ છે, કેમકે અન્નેકરી ક્ષણભર તૃપ્તિ થાય છે, અને જ્ઞાને કરીને અક્ષય સુખ મળે છે; તે માટે જ્ઞાનનું દાન તમામ દાનોમાં શ્રેષ્ટ છે. હવે ત્યાગી પુરૂષે કેમ વર્તવું જોઇએ તે વિષે ભગવાન કહે છે.

एकएवचरेत्त्यागीसर्वभूतहितेरतः ॥
जीतेंद्रियोदयालुश्चसत्यदेवपरायणः ॥४॥

અર્થ—હે અર્જુન! સર્વ પ્રાણીના હીત વિષે પ્રીતિકરનાર, જીતેંદ્રિય, દયાળું, અને ભગવાનનો ભકત, એવો જે ત્યાગી, તે એકલોંજ ફરે. તેમજ ભાગવતના એકાદશસ્કંધમાં દત્તાત્રિએ ચોવીસ ગુરૂનાં આખ્યાન વિષે કીધેલ છે.

वासेबहुनांकलहोभवेद्वार्ताद्वयोरपि ॥
एक ग्वचरेत्तस्मात्कुमार्याइवकंकणः ॥५॥

અર્થ—હે રાજન ! ઘણા મનુષની સાથે નિવાસ કરવાથી કલેશ થાય, અને બેજનના સાથે નિવાસમાં વેહેવારીક વાર્તા થાય, તે માટે કુમારીકાનાં કંકણની પેઠે, ત્યાગી પુરૂષ એકલોજ ફરે. એમ દત્તાત્રિએ લક્ષ લીધેલ છે, તેની હકીકત નીચે લખીયે છીયે.

એક દીવસે દત્તાત્રીજી, ગામના વિષે, ભીક્ષાને વાસ્તે એક ગ્રહસ્થને ઘેર ચાલી ગયા, ત્યાં તેની કન્યા ઘેર એકલીજ હતી, અને તે વખતમાં તેને ઘેર કોઇ મેમાન પણ આવેલા હતા, તે માટે તેમને ભોજનને વાસ્તે, તે કન્યા, ડાંગર ખાંડવા મંડી. પરંતુ હાથમાં વ-

ણી બંગડીયો હોવાથી, તેનો અવાજ થવા લાગ્યો, તેણે કરીને તે લજ્યા પામી, અને હાથમાંથી બંગડીયો કાઢવા મંડી, પરંતુ એક એક હાથના વિષે જ્યાં સુધી, બે બે બંગડીયો હતી, ત્યાં સુધી તે વાગતી બંધ થઇ નહીં પછી છેલ્લીવારે એક એક બંગડી હાથમાં રાખી, ત્યારે તે વાગતી બંધ થઇ. તે ઉપરથી દત્તાત્રિજીએ એજ લક્ષ લીધું કે એકલુંજ ફરવું, તેજ ઉત્તમ છે. ઇતી ભાવાર્થ એનો એ છે કે ભગવાનથી વિમુખ હોય, એનો સંગ ન કરવો એમજ, કારણ કે સનકાદિક ચારે સાથે રહેતા હતા.

अन्नोदकंचपर्य्यंकंवस्त्रंचैवशुभासनं ॥
तथाशास्त्रादिकंपार्थयथायोग्यंगृहेन्मुनिः॥६॥

અર્થ—હે અર્જુન ! અન્ન, જળ, સજ્યા, વસ્ત્ર, અને સુંદર આસન, તથા શાસ્ત્રાદિક પ્રાપ્ત થયેલ પદાર્થોને ત્યાગી પુરૂષ, યથા યોગ્ય ગ્રહણ કરે.

भक्तगृहंमरण्यंचतथाचदेवमंदिरं ॥
सिद्धस्थानंतथातीर्थंत्यागीसदासमाश्रयेत् ॥

અર્થ—હે અર્જુન! ભકતનું ઘર, વન, દેવમંદિર, સિદ્ધપુરૂષોનું સ્થાનક, તથા તીર્થ એવા સ્થાનકોને વીષે

ત્યાગી પુરૂષ નિરંતર નિવાસ કરે.

नारिकेलमहत्पात्रंपात्राणामुत्तमंसदा ॥
रामरामेतिमंत्रेणपावनंसलिलैर्भवेत् ॥८॥

અર્થ—હેઅર્જુન! પાત્રોનાં વિષે, ઝેરી નાળીએરનું જે પાત્ર છે, તે નિરંતર ઉત્તમછે, અને તે પાત્ર રામ રામ એવા મંત્ર તથા જળે કરીને શુદ્ધ થાય.

ब्राह्मणक्षात्रियवैश्यसत्शूद्रेषुचभारत ॥
भिक्षामेतेषुगृह्णीयात्त्यागीसदाविवेकतः ॥९॥

અર્થ—હે અર્જુન ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને ઉત્તમ શૂદ્ર; એવા વર્ણોને વિષે ત્યાગીપુરૂષ નિરંતર વિવેકે કરીને ભીક્ષા ગ્રહણ કરે. અર્થાત પવિત્ર આચરણ યુક્ત ઉપર કીધેલા પ્રમાણે ચાર વર્ણની ભીક્ષા ગ્રહણ કરવી.

इतिश्रीमूलवेदतत्वगीतायांचतुर्थोऽध्यायः
संपूर्णः ॥४॥



## ॥ अथ भक्तम[illegible]मानिरूपणं ॥

### ॥ श्री कृष्णउवाच ॥

दृष्ट्वाभागवतंदूरात्प्रत्युद्गंतव्यमादरात् ॥
प्रणम्य शिरसाकुर्यात्सन्मानांविनयान्वितः १

અર્થ—હે અર્જુન ! ભગવાનના ભકતોને છેટેથી જોઇ, આદર થકી ઉભો થઇ સામો જાય, અને નમ્રતા યુકત થયો છતો માણુસ, મસ્તકવડે નમસ્કાર કરી સન્માન કરે. તે વિષે પદ્મપુરાણમાં કીધેલ છે.

दृष्ट्वाभागवतंदूरात्सन्[illegible]खंयोनयातिहि ॥
नगृह्णातिहारेस्तस्यपूजां[illegible]दशवार्षिकिं ॥२॥

અર્થ—ભગવાનના ભક્તને છેટેથી જોઇ, જે માણુસ, સામો નથી જતો તો તેની બાર વર્ષ સુધીની પૂજા, ભગવાન ગ્રહણ કરતા નથી.

सन्मुखंव्रजमानस्यवैष्णवानांनराधिप ॥
पदेपदे यज्ञफलंप्राहुःपौरा[illegible]णिकाद्विजाः ॥३॥

અર્થ—હે રાજન્ ! વૈષ્ણવોની સનમુખ જનારા મનુ-

પને, ડગલે ડગલે, યજ્ઞનું ફળ થાય છે, એમ પ્રાચિન દ્વીજો કેહે છે.

दंडप्रणामंकुरुतेवैष्णवेभक्तिभावतः ॥
रेणुसंख्यावसेत्स्वर्गेमन्वतंरशतैर्नरः ॥४॥

અર્થ—જે માણસ, ભકિત ભાવે કરીને, વૈષ્ણવોને નમસ્કાર કરે છે, તો તે વખતે જેટલી અંગમાં રજ લાગેછે, તેટલાં વર્ષ સુધી, અથવા સોમનું, બદલાય ત્યાં સુધી તે સ્વરગમાં વસે છે. ઇતિ.

साधुशुश्रूषयाराज्यंदिव्यरूपमवाप्नुयात् ॥
इहलोकेसुखंभुत्क्वापरब्रह्माधिगच्छति ॥५॥

અર્થ—હે અર્જુન ! સાધુપુરૂષોની સેવાવડે, મનુષ્ય રાજ્ય, તથા દીવ્યરૂપને પામે છે, અને આ લોકમાં સુખ ભોગવી, અંત્યે પરિબ્રહ્મને પામે છે.

दीपकंनिकटेकृत्वाचक्षुमान्भवतिध्रुवं ॥
गंधमाल्यानिदत्वाचकीर्तिर्भवतिपुष्कला ॥

અર્થ—વળી દીવો પાસે કરવાથી નિરંતર નેત્રવાન થાય છે, અને ચંદન તથા માળા આપવાથી, આ જગતમાં વિશેષ કીર્તિ થાય છે.

छत्रप्रदानेनगृ ंविशिष्टंगादंत शेणादहं ंप्रदा
ने ॥ पुष्पप्रदानेनफलं रूपंशयाप्रदानेनभ-
वेन्नृ द्र ॥७॥

અર્થ—વળી છત્રી આપવાથી શ્રેષ્ટ ઘરની પ્રાપ્તિ થાય છે, તથા પગરખાં પેહેરાવવાથી, વીમાનની પ્રાપ્તિ થાય છે, અને ફુલ આપવાથી સુંદર રૂપની પ્રાપ્તિ થાય છે, અને સજ્યા આપવાથી, મનુષ્યનો રાજા થાય છે,

वारिदस्तृप्तिमाप्नोति सौख्य मक्षयमन्नदः ॥
वासोदश्चंद्रसालोक्यंशास्त्रदोज्ञानमेवच ॥८॥

અર્થ—હે અર્જુન! જળનો આપનારો, સંતોષને પામે છે, અને અન્નનો આપનાર, અખંડ સુખને પામે છે. વળી વસ્ત્રનો આપનાર, ચંદ્રમાના લોકને પામે છે, અને શાસ્ત્રનો આપનાર, જ્ઞાનને પામે છે.

पुत्रार्थीलभतेपुत्रं धनार्थीलभतेधनं ॥
मोक्षार्थीलभतेमोक्षंसाधुशुश्रूयाध्रुवं ॥९॥

અર્થ—હે અર્જુન! વળી સાધુ પુરૂષોની સેવાથી, જે માણસ પુત્રની ઇચ્છાવાળો હોય, તો તે પુત્રને પામે છે, તથા જે ધનની ઇચ્છાવાળો તે ધનને પામે છે, અને

જે મોક્ષની ઇચ્છાવાળો તે મોક્ષને પામે છે.

एकं[illegible]ानवरं[illegible]ांतंब्रह्मध्यानपरायणं ॥ भोज
यित्वाप्रेमभक्त्यासर्वान्कामान्प्राप्नुयात् ॥

અર્થ—હે અર્જુન! શાન્ત અને ઇશ્વરનું ધ્યાન કરનાર, એવા એક શ્રેષ્ઠ મહાત્માને, પ્રેમભકિત કરીને જમાડવાથી, મનુષ્ય મનવાંચ્છીત ફળને પામે છે.

ज्ञानि[illegible]ांताचेत्तायहरिध्यानरतायच ॥
श्रद्धयान्नंतथावस्त्रंदेयं[illegible]जादिसंयुतं ॥११॥

અર્થ—હે અર્જુન! જ્ઞાની, શાંતચીત્તવાળો, અને ભગવાનનું ધ્યાન કરનાર, એવા મહાત્માને શ્રદ્ધાએ ક-રી અન્ન તથા વસ્ત્ર, પૂજા સહીત આપવા યોગ્ય છે. હવે પૂજા કેમ કરવી તે ભગવાન કહે છે.

बहुमानमथाव्हानंवंदनंपादसेवनं ॥
स्नानगन्धाद्यर्चनंचधूपदीपादिसंयुतं ॥१२॥
षड्रसंभोजनंचैवतांबुलंदक्षिणोत्तरं ॥
शय्याचा[illegible]गमश्चैवपूजनंषट्दशांगकं ॥१३॥

અર્થ—હે અર્જુન! બહુ વાણીએ કરીને સનમાન કરવું, ઘેર ચાલવા વિષે કહેવું, પગે લાગવું, પગ ચાંપવા,

નવંરાવવું, ચંદન મસ્તકમાં ચઢાવવું, ધુપદીપ કરવો, અને આદિ શબ્દે કરી ચરણામૃત લઇ ફુલોની માળા પેહેરાવવી, તથા આરતિ કરવી, વળી છ રસવાળા ભોજન, નાગરવેલનાં પાન, તથા દક્ષણા આપવી; પરંતુ તે દક્ષણા વસ્ત્ર તથા પુસ્તકની આપવી. અને જે સાધુ દ્રવ્યાદિકનો સંગ્રહ કરતા નથી, તથા જે દ્રવ્ય પ્રાપ્ત થાય છે, તો તે દ્રવ્ય સુમાર્ગે વાવરે છે, એમ નક્કી જાણતા હોય તો તેમને દ્રવ્ય આપવું. અને શય્યા આપવી. વળી સાધુપુરૂષો જ્યારે જાય, ત્યારે તેને ગામના પાદર સુધી, વળાવવા જવું, એવું ષોડસ પ્રકારનું પુજન જાણવું, એ પ્રમાણે સાધુ કેહેતાં, ત્યાગી અથવા ગ્રહસ્થિઓ, જે ભગવાનના ભક્ત હોય, તેનું પુજન કરવું. અને એમજ સદ્ગુરૂનું પુજન કરવું.

जन्मांतरसहस्राणिकोटिजन्मांतरेषुयत् ॥
प्रदहंतिचपापानिरतांणादोदकंपिबेत् ॥१५॥

અર્થ—હે અર્જુન! હજારો તથા કરોડો જન્મનું પાપ, સાધુ પુરૂષોના પગ ધોઈ પીવાથી નાશ થાય છે. તે માટે સાધુપુરૂષોના ચર્ણ ધોઇ પીવા.

साधूनांब्रह्म[illegible]द्व्यान्नंदेयंमोक्षार्थिभिर्नरैः ॥
सत[illegible]णांमातृ[illegible]याचदेयमन्नंविशेषतः ॥

અર્થ—હે અર્જુન! મોક્ષની ઇચ્છા વાળાએ, સાધુ પુરૂષોને બ્રહ્મબુદ્ધિએ કરીને, અને સતિ સ્ત્રીઓને વિશેષે કરી, માતા બુદ્ધિવડે, અન્ન આપવા યોગ્ય છે.

यद्यत्कालेवस्तुजातंफलंधान्यादिकंचयत् ॥
तत्तत्सर्वंतुसाधुभ्योदेयंवैहितमिच्छता ॥१७॥

અર્થ—હે અર્જુન! જે જે કાળને વિષે, ફળ અથવા ધાન્યાદિક, નવીન વસ્તુ ઉત્પન્ન થાય છે, તો તે વસ્તુ હીતની ઇચ્છાવાળા પુરૂષે, સાધુપુરૂષોને આપવા યોગ્ય છે. ભાવાર્થ જે જે સુભ વસ્તુ પ્રાપ્ત થાય છે, તો તે સાધુ તથા સદ્ગુરૂને આપી, પછી પોતે ગૃહણ કરવી.

नारायणस्यद्वेरूपेचरंचाचरमेवच ॥
चरंतुसाधवोज्ञेयाअचरंप्रातिमास्तथा ॥१८॥

અર્થ—હે અર્જુન! નારાયણનાં બે રૂપ છે, એક ચર, અને બીજું અચર, તેમાં (ચર) એટલે ચાલનારા સાધુ સમજવા. તથા (અચર) અટલે પ્રતિમાં સમજવી.

प्रतिमापूजनादेवकोटिगुणांविशिष्यते ॥
पार्थसद्गुरुसाधूनांपूजनंतुप्रकल्पितं ॥१९॥

અર્થ—હે અર્જુન! મૂર્તિ પુજન થકી, સદ્ગુરૂ અને

સાધુ, એમનું પુજન કરોડ ગણું, વિશેષ ફળને આપનાર કીધેલ છે. તે વિષે ભાગવતનું પ્રમાણ. સ્કં. ૧૦ અ. ૮૪

नह्यम्मग ।।नितीर्थाणिनदेवाःच्छिलामया ॥
तेपुनंत्र रुकालेनदर्शनादेवसाधवः ॥

અર્થ—જળરૂપી તીર્થો, અથવા માટીના કે પાણાના દેવતા હોય, તે તરત પવીત્ર કરતા નથી, પણ ઘણાકકાળે, પવીત્ર કરે છે, અને સાધુપુરૂષો, દર્શણ થકી, તરત પવીત્ર કરે છે. ઇતી હવે તીર્થો છે તે સૌને પવીત્ર કરતાં નથી, તે વિષે ભગવાન કેહે છે.

भक्तपित्र गुरुद्वेषीयोविष्णुविमुखोजनः ॥
कोटितीर्थेष्वपिस्नात्वानशुद्धतिकदाचन ॥

અર્થ—હે અર્જુન! ભગવાનના ભકત, માતા, પિતા, અને ગુરૂ, એમનો દ્વેષી હોય, અથવા ભગવાનથી વિમુખ હોય, તો તે માણસ કરોડો તીર્થોના વિષે સ્નાન કરે તોપણ તે કોઇ કાળે પવીત્ર થતો નથી.

વળી તીર્થોના પાપ જે છે, તેને પણ સાધુપુરૂષો નાશ કરે છે. તે વિષે ભાગવતમાં કીધેલ છે. એક વખતે ભગીરથરાજા, ગંગાજીને પ્રસન્ન કરી, મૃત્યુ લોકમાં આવવા માટે યાચના કરી, ત્યારે ગંગાજીએ કીધું કે હે

રાજા મૃત્યુ લોકમાં હું આવીશ, પરંતુ મારા વિષે પા-
પી લોકો આવી, સ્નાન કરશે, ત્યારે તેમનું પાપ મને
વળગશે, તો તે મારૂં પાપ કેમ નિવૃત્ત થાય, એવા ગંગાજી-
ના વચન સાંભળી ભગીરથરાજા કેહે છે. સ્કં. ૯ અ. ૯.

साधवोन्यासिनःशांताब्रह्मिष्ठालोकपावनाः॥
हरंत्यघंतेऽगसंगात्तेष्वास्ते ह्यघभिद्धरिः॥

અર્થ—હે ગંગાજી! ત્યાગી, શાન્ત, બ્રહ્મવેત્તા અને
લોકોને પવીત્ર કરનાર, એવા જે સાધુપુરૂષો, તે પોતાના
અંગના સંગે કરી, પાપને હરે છે. કેમકે તેમના વિષે, પા
પ નાશ કરનાર પરમાત્મા રહેલા છે, તે માટે તેમના
અંગના સમાગમથી તમારા પાપ બળી જશે.

इतिश्रीमूलवेदतत्वगीतायांपंचमोऽध्यायः
संपूर्णः॥५॥

प्रातेमा जनंकृत्वानार्चयंतिहरेर्जनान् ॥
तेसर्वेगर्द्दभाज्ञेया विमूढालोकवञ्चकाः ॥१॥

અર્થ—હે અર્જુન ! મૂર્તિનું પુજન કરી, જે માણસો, ભગવાનના ભક્તોને પુજતા નથી તો તે તમામ ગધેડા તથા મૂર્ખ અને લોકોને ઠગનારા જાણવા. તેમજ ભાગવતમાં પણ કીધેલ છે. સ્કં. ૧૦ અ. ૮૪.

यस्यात्मबुद्धिःकुणपेत्रिधातुकेस्वाद्धिःकलत्रा-
दिषुभौमइज्याद्धिः॥ यत्तीर्थबुद्धिःसलिलेनकर्हि
चित्जनेष्वाभिज्ञेपुस ग्वगोखरः ॥२॥

અર્થ—આજે ત્રણ ધાતુનું શરીર, તેમાં જેની આત્મ બુદ્ધિ, તથા સ્ત્રી આદિક પદાર્થોમાં, જેની સ્વબુદ્ધિ અને મૃતિકા અથવા પાણાની મૂર્તિમાં જેની પુજ્યબુદ્ધિ, અને જળના વિષે, જેની તીર્થબુદ્ધિછે, પણ જ્ઞાની, એવા જે ભગવાનના ભક્ત, તેમનાવિષે કોઇ કાળે પણ આત્મ બુદ્ધિ કે પુજ્યબુદ્ધિ તથા તીર્થબુદ્ધિનથી, તો તે માણસ, બળદોમાં ખરજેવો છે. વળી પદ્મપુરાણવિષે કીધેલ છેકે-

अर्चयित्वा गोविंदंतदियान्नार्चयंतिये ॥

नतेविष्णुप्रसादस्यभाजनंदाम्भिकाजनाः ३॥

અર્થ—ગોવિંદનું પુજન કરે પરંતુ તેના ભક્તોને, જે પુજતા નથી, તે ઢોંગી પુરૂષો, ભગવાનની પ્રસન્નતાના પાત્ર નથી.

आराधनानांसर्वेषांविष्णोराराधनंपरम् ॥
तस्मात्परतरंदेवितदीयानांसमर्चनं ॥४॥

અર્થ—હે દેવી! સર્વ પુજવા લાયક દેવતાને વિષે, વિષ્ણુનું પુજન શ્રેષ્ટ છે, અને તે થકી પણ શ્રેષ્ટ, તેના ભક્તનું પુજન છે. ઇતિ.

नविष्णुस्तीर्थक्षेत्रेचनविष्णुदेवमंदिरे ॥
भक्तानांरक्षकोविष्णुर्भक्तस्यहृदयेसदा ॥५॥

અર્થ—હે અર્જુન! જે વિષ્ણુ ભગવાન છે, તે તીર્થ કે, ક્ષેત્ર અથવા દેવ મંદિરમાં નથી, પણ ભક્તોના રક્ષણ કરનાર જે પરમાત્મા, તે નિરંતર ભક્તનાં હૃદયમાં રહે છે. તેમજ પદ્મ પુરાણમાં કહેલું છે.

नाहंवासामिवैकुंठेनमेरौनचमंदिरे ॥
मद्भक्तायत्रतिष्ठंतितत्रतिष्ठामिनारद ॥६॥

અર્થ—હે નારદ! હું, વૈકુંઠ, કે મેરૂ પર્વત, અથવા

મંદિરમાં રહેતો નથી, પણ મારા ભકત જ્યાં રહે છે ત્યાં હું રહું છું. ઇતિ.

किंतस्यबहुभिर्तीर्थैःकिंतस्यबहुभिर्व्रतैः ॥
किंतस्यबहुभिर्दानैर्भक्तिर्यस्यहरेर्जने ॥७॥

અર્થ—હે અર્જુન! જે માણસની, ભગવાનના ભકતોમાં ભકિત હોય, તો તેને, બહુ તીર્થ, કે વ્રત, અથવા દાન કરવાથી, શું ફળ છે. ભાવાર્થ એનો એ છે કે, જેણે ભગવાનના ભકતોની સેવા કરી, તો તેણે તીર્થ, વ્રત કે દાન, તે સર્વે કરી લીધાં.

यज्ञदानंतथातीर्थंव्रतंदेवादिपूजनं ॥
महत्सेवांविनासर्वंतुषाणांकंडनंयथा ॥८॥

અર્થ—હે અર્જુન, યજ્ઞ, દાન, તીર્થ, વ્રત, અને દેવાદિકનું પુજન, એ સર્વે, મોટા પુરૂષની સેવા વિનાં, ફોતરા ખાંડવા જેવું છે, તેમજ ભાગવતમાં રહુગણરાજા પ્રત્યે, ભરતજીએ કીધું છે. સ્કં. ૫.

रहूगणैतत्तपसानयातिनचेज्ययानिर्वपणाद्गृहाद्वा ॥ नच्छंदसानैवजलाग्निसुर्यैर्विनामहत्पादरजोभिषेकं ॥९॥

અર્થ—હે રહૂગણુરાજા! એ જે બ્રહ્મજ્ઞાન તેને મ્હાત્માનાં ચરણુની રજના અભિષેક વિના; તપે કરો, અથવા યજ્ઞે કરી અથવા મુંડન કરાવવાથી, કે ઘરમાં રહેવાથી, અથવા વેદ, જળ, અગ્નિ, કે સુર્યના સેવનવડે, મનુષ્ય પ્રાપ્ત થતો નથી; પણ કેવળ મહાત્માના ચરણરજ સેવવાથીજ, પ્રાપ્ત થાય છે.

यावत्सद्गुरुसाधुनांदेवस्यनास्तिपूजनं ॥
तावद्भक्तिर्नवैज्ञेयायथाभानुंविनाप्रभा ॥१०॥

અર્થ—હે અર્જુન ! જેમ સુર્ય વિના, પ્રકાશ હોતો નથી, તેમજ જ્યાં સુધી, સદગુરૂ, સાધુ, અને ભગવાન એમનું પુજન નથી, ત્યાં સુધી, ભક્તિ પણ ન જાણવી.

साधुर्यस्यगृहेनास्तिनास्तिसंकीर्तनंहरेः ॥
देवताप्रतिमानास्तितत्स्थानंतुस्मशानवत् ॥

અર્થ—હે અર્જુન ! જેના ઘરમાં, સાધુ, વળી ભગવાનના જશ, અને ભગવાનની મૂર્તિ નથી, તો તેનું ઘર મશાણુ જેવું છે.

तिष्ठंतिसाधवोगेहे येभूञ्जंतेनराधमाः॥
तेषांजलंसुरातुल्यंमांसतुल्यंतुभोजनं ॥१२॥

અર્થ—હે અર્જુન! જેને દરવાજે, સાધુ હોય, અને જે માણસો જમે છે, તો તે મનુષ્યોમાં અધમ છે, વળી તેમના ઘરનું જળ, દારૂજેવું, તથા તેમના ઘરનું ભોજન, માંસ જેવું હોય છે.

पात्रमतिथिमासाद्यसद्भक्त्यायोनपूजयेत् ॥
सदत्वादुष्कृतंतस्यपुण्यमादायगच्छति॥१३॥

અર્થ—હે અર્જુન! સુપાત્ર એવા અતિથિને પામીને, જે માણસ ઉત્તમ ભક્તિવડે પુજતો નથી, તો તે અતિથિ, પોતાના પાપ તે ગૃહસ્થીને આપી તેનું પુન્ય લઇને જાય છે.

शि[illegible]रूपसहस्राणिशालीग्रामशतानिच ॥
शतकोटीतुविप्राणामधिकएववैष्णवः ॥१४॥

અર્થ—હે અર્જુન! શંકરની મૂર્તિ હજાર, સો શાળીગ્રામ અને સો કરોડ બ્રાહ્મણ તે થકી એક વૈષ્ણવ અધિક છે. હવે વૈષ્ણવ કોને કેહેવો તે ભગવાન કહે છે.

जीतेंद्रियोदयालुश्चभूता[illegible]ग्रहकारकः ॥
शांतोविनयसंपन्नःसवैवैष्णव[illegible]च्यते ॥१५॥

અર્થ—હે અર્જુન! જીતેંદ્રિય, દયાળુ, મનુ-

ધ્યોનું હીત કરનાર, શાન્ત અને નમ્રતાએ કરીને જે યુક્ત તે વૈષ્ણવ કીધેલ છે.

विष्णुध्यानीदिवारात्रौप्रियवाक्यसमन्वितः ।
हरेर्दासानुदासश्चसवैवैष्णवउच्यते ॥१६॥

અર્થ—હે અર્જુન ! તથા જે રાત્રી દીવસ ભગવાનનું ધ્યાન કરનાર, પ્રિય વચન બોલનાર, તેમજ હરિના દાસને દાસ હોય, તે વૈષ્ણવ કીધેલ છે. વળી ભાગવતમાં પણ કીધેલ છે.

त्रिभुवनविभवहेतवेप्यकुंठस्मृतिरजितात्मसुरादिभिर्विमृग्यात् ॥ नचलतिभगवत्पदारविं
दाल्लवनिमिषार्द्धमपियःसवैष्णवाग्र्यः ॥१७॥

અર્થ—નજીતાય એવા જે દેવાદિક, તેમને કરી ગોતવા લાયક, જે ભગવાનના ચરણારવિંદ, તે થકી ત્રણ લોકની સમૃદ્ધિને વાસ્તે, જે માણસ, લવ અથવા, અર્દ્ધનિમીષ, પણ ચલાય માન થતો નથી, તથા અખંડ જેને ધર્મનું જ્ઞાન છે, તેજ વૈષ્ણવમાં શ્રેષ્ટ છે. ઈતી.

रूपंदृष्ट्वातुनारीणांमोहंनाप्नोतिभारत ॥
जीतेंद्रियःसचज्ञेयःवायुपुत्रादयोयथा ॥१८॥

અર્થ—હે અર્જુન! જેમ હનુમાનજી, અને આદિ શબ્દે કરી શુકદેવ, સનકાદિક, નરનારાયણ, અષ્ટાવક્ર, એવા અનેક ત્યાગી, સ્ત્રીઓને જોઇને પણ મોહ પામ્યા નથી; તેમજ જે સ્ત્રીઓને જોઇ મોહ પામતો નથી, તેજ ખરો જીતેંદ્રિય છે. તે વિષે દ્રષ્ટાંત જેમ રસ્તા ઉપર ધણીવિનાનું દ્રવ્ય પડેલું હોય, અને તેને જોઇ જેનું મન ચલાયમાન ન થતાં જે માણસ પોતાને રસ્તે ચાલ્યો જાય છે, તો તે ખરો ધર્માત્મા છે, એમાં કાંઇ સંશય નહી. પણ જે માણસ, દ્રવ્ય ભાળ્યા વિના ચાલ્યો જાય છે, અને તે ધર્માત્માજ છે, એમ ખરી ખાત્રી કરિને કહેવાશે નહી, કેમકે, એમ તો ચોરાદિક પણ ચાલ્યા જાય છે, માટે જે સ્ત્રીઓને જોઇ, મોહ પામતો નથી, તેજ ખરો જીતેંદ્રિય મહાત્માછે.

यस्त्विंद्रियाणिसंयम्यचिंतये[redacted]रः ॥
सवञ्चकोमहापापीनिष्फलंतस्यसाधनं ॥१९॥

અર્થ—હે અર્જુન ! જે માણસ ઇંદ્રિયોને વશ કરી, મનવડે વિષયનું ચીતવન કરે; તો તે ઠગ અને મહા પાપી છે, અને તેનું જે સાધન, તે નીષ્ફળ જાણવું. એમ મન છે, તેજ બંધનનું કારણ છે. તે બીજા શાસ્ત્રમાં પણ કીધેલ છે.

मन एवमनुष्याणांकारणंबंधमोक्षयोः ॥
बंधायविषयासक्तं मुक्त्यैनिर्विषयंस्मृतः ॥२०॥

અર્થ—મન છે, તેજ મનુષ્યોનું બંધ મોક્ષનું કારણ છે, કેમકે જે વિષયમાં વળગેલું મન છે, તે બંધનનું કારણ છે; અને વિષયમાં વળગેલું નથી, તે મુકિતનું કારણછે. તથા મનજીત્યા વિના બાહેરલા જે સાધન, તે તમામ નિષ્ફળછે. કેમકે જેમ જન્મના આંધળા, મુંગા, બેહેરા, તથા રસના ઇંદ્રિઓથી રહીત હોય છે, પણ તે મનવશ કર્યા વિના જીતેંદ્રિય કેહેવાતા નથી. માટે મનવશ કર્યા વિના, દેહ તથા ઇંદ્રિઓને દમન કરવું. તે વ્યર્થ છે. દ્રષ્ટાંત—જેમ સર્પ રાફડામાં હોય અને તે રાફડાને લાકડીઓ મારે, તો તેનું સાધન વ્યર્થ થાય છે, તેમજ મનવશ કર્યા વિના સર્વે સાધનો વ્યર્થ થાય છે. તે વિષે શંકર ઉમિયાજીને કહે છે.

देहस्यदंडमात्रेणकामुक्तिरविवेकिनां ॥
वल्मिकताडनाद्देवीमृतःकुत्रमहोरगः

અર્થ—દેહના દંડ માત્રે કરી અવિવેકી પુરૂષોને શું મુકિત છે ! નથી. જેમ હે દેવી! રાફડાને તાડવાથી

મોટો એરૂ કયાંહી મર્યો છે ! નથી.

તથા કેવળ બાહેરલા ત્યાગથી કલ્યાણ થતું નથી, અને જો થતું હોય તો જન્મ કેદમાં પડેલા જે ચોરાદિક છે, તેમનું પણ થશે. કેમકે તેમને પણ સ્ત્રી, પુત્ર, ધનાદિક પદાર્થોની જન્મ સુધી પ્રાપ્તિ થતી નથી, તો તેમનો પણ બાહેરલો ત્યાગ સંભવે છે, પરંતુ તે ત્યાગથી કલ્યાણ થતું નથી.

વળી જેને અંતરમાં વિવેકથી જે વસ્તુમાં વૈરાગ થએલો હોય, તો તેને તે વસ્તુની ગૃહણ કરવાની ઇચ્છા થતી નથી. દ્રષ્ટાંત-જેમ મૃગને ધર્માત્મા પુરૂષો જોવે છે. અને પ્રસન્ન થાય છે. પણ તેને મારીને ખાવાની ઇચ્છા કરતા નથી. કેમકે તેમાં દોષ દ્રષ્ટી અને અભાવ છે, તેમજ જેમને વિવેકથી સ્ત્રી સંભોગમાં દોષ દ્રષ્ટી અને અભાવ થએલ છે, તો તે સ્ત્રીઓને જોઇ પ્રસન્ન થશે, પણ તેના સંભોગની ઇચ્છા કરશે નહીં. વળી જેમ શેકેલું બી, વાવ્યું હોય, અને ગમે એટલો વરસાદ થાય, તોપણ તેમાંથી અંકૂર ઉત્પન્ન થતાં નથી. તેમજ સંભોગમાં જેના પ્રીતિરૂપી બીજ બળેલાં છે, તો તેમાંથી વાસનારૂપી અંકુર થશેજ નહી. માટે જે સ્ત્રીઓને જોઇ. અથવા તે સંઘાથે સંભાષણ કરી તેમના સંભોગની ઇચ્છા કરતા નથી તેજ ખરા જીતેંદ્રિય છે. ઇતી.

हरेर्निवेदितंपार्थयथ्यदन्नादिकंवरं ॥
गृह्णातिप्रेमभक्त्याचजीतेंद्रियःसउच्यते ॥

અર્થ—હે અર્જુન ! જે માણસ, ભગવાનને નિવેદન કરેલ, ઉત્તમ અન્નાદિક પ્રસાદિને, પ્રેમ ભકિત કરીને ગૃહણ કરે છે, તો તે જીતેંદ્રિય કીધેલ છે.

इतिश्रीमूळवेदतत्वगीतायांषष्टमोऽध्यायःसंपूर्णः।

## अध्यायः ॥७॥

ब्राह्मेमुहूर्त्तउत्थायमहादेवंचचिंतयेत् ॥
मुहूर्तंवामुहूर्तार्द्धंकेवलंशुद्धमानसः ॥१॥

અર્થ—હે અર્જુન ! સુદ્ધ મનવડે, પાછલી છ ઘડી રાત્રી હોય, ત્યારે ઉઠીને બે ઘડી, અથવા એક ઘડી, પરમેશ્વરનું ધ્યાન કરે.

देवस्यार्चनंकृत्वामातापितृगुरुन्नमेत् ॥
तथासूर्यास्तमानेचसंध्यांदेवंस्मानवः ॥२॥

અર્થ—હે અર્જુન ! પરમેશ્વરનું ધ્યાન કરી, માતા,

પિતા, ગુરૂ, અને સાધુ, એમને પગે લાગે; તેમજ સાંયંકાળમાં પણ ઉત્તમ માણસ, ઉપર કીધેલા પ્રમાણે કરે. તથા મનુજી કહે છે.

अभिवादनशीलस्यनित्यं वृद्धोपसेविनः ॥
चत्वारितस्यवर्द्धंते आयुर्विद्यायशोबलं ॥

અર્થ—જે માણસનો સ્વભાવ વૃદ્ધ પુરૂષોને પગે લાગવાનો તથા સેવા કરવાનો છે, તો તે માણસની ચાર વસ્તુ આયુષ, વિધ્યા, યશ, અને બળ વધ્યા કરેછે, ઇતી.

हरेरामहरेरामरामरामहरेहरे ॥
इत्येवंवचनंह्युक्ताचिंतयेद्गुरुपादकौ ॥३॥

અર્થ—હે અર્જુન! સવારમાં ઉઠીને, હરેરામ, હરેરામ, રામ, રામ, હરેહરે, એવી રીતે ઉચ્ચારણ કરી ગુરૂના ચર્ણનું ધ્યાન કરે.

देहशुद्धिंतथाकृत्वाप्रक्षाल्यचरणौ सदा ॥
हस्तौचाविधिवत्क्षाल्यदंतधावनमाचरेत् ॥४॥

અર્થ—હે અર્જુન! ત્યાર પછી કળશે જઇ હાથ અને પગ વિધીવત, એટલે, ચૌદ વખત, અથવા સાત

વર્યંત, માટી લગાડીને, ધોઇ, પછી દાતણ કરે.

अनुदितेदिवानाथेकृत्वा दंतधावनं ॥
यथावकाशंसुस्नायान्नद्यादिष्वथवागृहे ॥५॥

અર્થ—હે અર્જુન ! પરંતુ દીવસ ઉગ્યા પહેલાં દાતણ કરી, પછી જેમ આવકાસ મળે તેમ, નદી, વાવ, કુવા, તળાવમાં, અથવા ઘેર સ્નાન કરે.

तत्पश्चात्तुहरेर्ध्यानंतत्पश्चाद्भोजनंसदा ॥
रोगयुक्तं यदादेहंतदास्नानंपरित्यजेत् ॥६॥

અર્થ—હે અર્જુન ! વળી ત્યાર પછી ભગવાનનું ધ્યાન કરી, હમેશાં જમે; વળી જ્યારે રોગ યુકત શરીર હોય, ત્યારે સ્નાનનો ત્યાગ કરે.

मृतस्यसूतकंचैवजातस्यसूतकंतथा ॥
तथारजस्वलाशौ[redacted]यंयथाविधि ॥७॥

અર્થ—હે અર્જુન ! મરેલાનું, તથા જન્મેલાનું સુતક, તેમજ રજસ્વલા શૌચ, તે વિધિપુર્વક પાળવા યોગ્ય છે.

यावत्रजस्वलानारीता[redacted]ांडालिनीभवेत् ॥
चतुर्थेदीवसेस्नात्वाशुद्धाभवतिसर्वथा ॥८॥

અર્થ—હે અર્જુન! જ્યાં સુધી, રજસ્વલા સ્ત્રી હોય, ત્યાં સુધી, તે ચાંડાળની જેવી હોય છે. પછી જ્યારે તે ચોથે દીવસે સ્નાન કરે, ત્યારે તે સર્વે પ્રકારે પવિત્ર થાય છે.

आचाराद्वर्द्धतेलक्ष्मीसर्वसौख्यंचसंपदा ॥
आचारादायुरारोग्यमाचारंसततंभज ॥९॥

અર્થ—હે અર્જુન! આચારથી, લક્ષ્મી, સુખ, અને સંપદા, વધે છે, તેમજ આયુષ, અને નિરોગતા, વધેછે, તે માટે તું આચારનું નિરંતર સેવન કર.

अनाचाराद्भवेद्बुद्धेर्नाशोधर्मस्यवैततः ॥
धर्मस्यनाशतःशीघ्रंपतंतिनरकेनराः ॥१०॥

અર્થ—હે અર્જુન! આચાર ન પાળવાથી, બુદ્ધિનો નાશ થાય, અને બુદ્ધિના નાશથી, ધર્મનો નાશ થાય, વળી ધર્મના નાશથી, મનુષ્યો, જલદી નરકમાં જાય છે.

इतिश्रीमूळवेदतत्वगीतायांसप्तमोऽध्यायःसंपूर्णः

## ॥ अध्याय: ॥ ८

एकादशीव्रतंकुर्याज्जलेनचफलेनच ॥
यदिकर्तुनशक्नोतिचैकभुक्तंसमाचरेत् ॥१॥

અર્થ—હે અર્જુન! એકાદશીનું વ્રત જળે કરી અને ફળે કરી કરે, વળી તેમ કરવાની શકિત ન હોય તો, એક વખત ભોજન કરીને કરે.

कृष्णजन्माष्टमीरामनवमीशिवरात्रिषु ॥
परमादरतःकुर्यात्व्रतमुत्सवसंयुतं ॥२॥

અર્થ—હે અર્જુન! જન્મ અષ્ટમી, રામનવમી, અને શિવરાત્રી હોય, ત્યારે પરમ આદરથી, ઉત્સવસંયુકત વ્રત કરે.

यावद्गृहाश्रमेतिष्ठेत्तावत्व्रतादिकंचरेत् ॥
यदात्तिथीतदाकार्यंव्रतंभक्तिसमन्वितं ॥३॥

અર્થ—હે અર્જુન! જ્યાં સુધી, ગૃહસ્થાશ્રમમાં રહે, ત્યાં સુધી. વ્રતાદિક કરે, તથા જે દીવસે. વ્રતની તીથી હોય, તેજ દીવસે ભકિત સંયુકત વ્રત કરવા યોગ્યછે. ભાવાર્થ એનો એજ છે કે, તીથીનો ત્યાગ કરી, બીજે દીવસે વ્રત ન કરવું.

व्रततीर्थादिकेष्वेवभोजयेद्वैष्णवान्यदा ॥
तत्सर्वंसफलंज्ञेयः न्यथानिष्फलंभवेत् ॥४॥

અર્થ—હે અર્જુન ! જે વ્રત, તીર્થ અને યજ્ઞાદિકમાં (વૈષ્ણવ) એટલે ભગવાનના ભકતોને જમાડે, તો તે સર્વે વ્રતાદિક સફળ જાણવા યોગ્ય છે, અને (અન્યથા-કેતાં) જે વ્રતાદિકમાં ભગવાનના ભકતોને જમાડયા નથી, તો તે સર્વે નિષ્ફળ થાય.

यस्मिनकस्मिनदिनेकुर्यात्सत्यनारायणव्रतं॥
वैष्णवैर्बांधवैःसार्द्धंभक्तिश्रद्धासमन्वितः ॥५॥

અર્થ—હે અર્જુન ગમે તે દીવસે, વૈષ્ણવ તથા પોતાના બાંધવો સહિત, ભકિત શ્રદ્ધાસંયુક્ત થયો છતો માણસ, સત્યનારાયણનું વ્રત કરે.

रोगीचबालकःवृद्धोव्रत स्नानादिकंचयत् ॥
यदिकर्तुंनशक्नोतितदाव्रतादिकंत्यजेत् ॥६॥

અર્થ—હે અર્જુન ! રોગી, બાળક અને વૃદ્ધ, એક દીવૃત અને સ્નાનાદિ કર્મ કરવાને સમર્થ ન હોય, તો તે વ્રત અને સ્નાનાદિ કર્મનો ત્યાગ કરે.

अन्टतंक्रोधकामादीन संत्यजेद्व्रतवासरे ॥

श्रवणंकीर्तनंविष्णोर्व्रतेचैवस ाचरेत् ॥७॥

અર્થ—હે અર્જુન ! વ્રતના દીવસે, અસત્ય ભાષણ, ક્રોધ, કામ, નીંદા, ઈર્ષા, ચોરી, ઇત્યાદિ દુષ્ટ કર્મનો ત્યાગ કરે, અને પરમેશ્વરના જશ સાંભળે તથા ગાય.

हरिश्वरौगणेशश्चदे ।चैवदिवाक ः॥

एतापुज्यतयाज्ञेयादे तापंचधार्मिकैः ॥

અર્થ—હે અર્જુન ! વિષ્ણુ, શિવ, ગણેશ, દેવી, અને સૂર્ય, એ પાંચ દેવતા ધર્માત્મા પુરૂષોયે, પુજ્યતા કરી જાણવા.

शिवस्यपूजनं ुर्यात्श्रावणे ासिपार्थिव ॥

बिल्वपत्रादिभिर्भक्त्याकारयेद्वातथान्यतः ॥

અર્થ—હે અર્જુન ! શ્રાવણ માસમાં શંકરનું પુજન. ભકિત તથા બીલીનાં પત્રાદિ કે કરીને કરે. અથવા બીજાની પાસે કરાવે.

अथवाश्रीहरिः ूज्योमूलश्चैवविशेषतः

मूलेसिक्तेयथाशाखास्तृप्ताःसंतिचभा त ॥

श्रीहरिपूजितेदेवाःपूजिताःसर्व ग्वहि ॥

तस्मात् पूजयेद्देवं सर्वब्रह्मांडकारकं ॥११॥

અર્થ—અથવા હે અર્જુન ! મૂળરૂપ એવા જે શ્રી હરિ, તે વિશેષે કરી પૂજવા યોગ્ય છે; કારણ કે જેમ મૂળમાં પાણી પાવાથી ડાળ્યો તૃપ્ત થાય છે; તેમજ પરમાત્માનાં પૂજન વિષે, તે તમામ દેવ પૂજાય છે, માટે સર્વ બ્રહ્માંડનાકર્તા એવા જે ભગવાન તેમનું પૂજન કરે.

अथईश्वरस्वरुपवर्णनं ॥ श्रीकृष्णउवाच ॥

यस्यसंकल्पमात्रेणधातृविष्णुशिवादयः ॥
सुरासुरामनुष्याश्चभवंतिसिंधुभूधराः ॥१२॥

અર્થ—હે અર્જુન ! જેના સંકલ્પે કરીને બ્રહ્મા, વિષ્ણુ અને શિવાદિ, દેવતા, રાક્ષસ, મનુષ્ય, સમુદ્ર તથા પર્વતો થાય છે.

भानुर्देवीगणेशश्चनक्षत्रचंद्रमादयः ॥
भूमिरापोऽनलोवायुर्भवंतिपशुपादपाः ॥१३॥

અર્થ—હે અર્જુન ! વળી સૂર્ય, ગણેશ, તારા, ચંદ્રમા, પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, પશુ અને વૃક્ષાદિકો થાય છે.

अन्नानिखगकीटाश्चभवंतिसरितस्तथा ॥

यस्यसंकल्पमात्रेण ेयंब्र नसनातनं ॥१४॥

અર્થ—હે અર્જુન ! વળી અન્ન, પક્ષીઓ, જીવડા અને નદિયો, જેના સંકલ્પ માત્રથી થાય છે. તે સનાતન બ્રહ્મ જાણવા યોગ્ય છે.

सर्वज्ञफलदाताचजीवकर्मानुसारतः ॥
न्यायकर्तादयालुश्चव्यापकःसचराचरे ॥१५॥

અર્થ—હે અર્જુન ! વળી ઇશ્વર કેવા છે કે, જે સર્વજ્ઞ અને જીવોના કર્મ અનુસરિ સર્વ સૃષ્ટીના સૃજનાર તથા ન્યાયકર્તા, દયાળુ વળી ચરાચર જગતને વિષે વ્યાપી રહેલા.

जन्ममृत्युविहीनश्चस्वतंत्रोभक्तवत्सलः ॥
एकंनारायणंवंदेशुक्लवर्णंचतुर्भुजं ॥१६॥

અર્થ—હે અર્જુન ! વળી ઇશ્વર કેવા છે. કે, જે જન્મ નાશ રહીત અને સ્વતંત્ર વળી ભકત જેને વાહ્લા એવા જે નારાયણ, તેને હું નમસ્કાર કરૂં છું, વળી તે નારાયણ કેવા છે કે, ગૌર વર્ણ અને ચાર જેને ભુજા છે.

शंखचक्रगदापद्मवनमालाबिभूषितं ॥
कोटिकंदर्पलावण्यंस्फुरत्कुंडलमंडितं ॥१७॥

અર્થ—હે અર્જુન ! વળી ઇશ્વર કેવા છે કે- શંખ,

ચક્ર, ગદા, પદ્મ, અને વનમાળાએ કરીને શોભીત તથા કોટી કામદેવ જેવા રૂપવાન અને પ્રકાશમાન કુંડળે કરીને શોભાયમાન છે.

सहस्रार्कप्रातिकाशकिरिटंकुंचितालकं ॥
शशिहास्यंसुनासंचविशालोत्पललोचनं ॥१८

અર્થ—હે અર્જુન! વળી ઇશ્વર કેવા છે કે, જેનો મુગટ હજાર સૂર્યના જેવો પ્રકાશમાન છે અને જેના વાંકા કેશ છે વળી જેનું હસવું ચંદ્રમા જેવું છે. જેની સુંદર નાસીકા છે. તથા જેનાં નેત્ર કમળ જેવાં છે.

श्रीमौक्तिकहारकेयूरनूपुरादिबिभूषितं ॥
रत्नासिंहासनंदिव्यंदिव्यगंधानुलेपनं ॥१९॥

અર્થ—હે અર્જુન! વળી ઇશ્વર કેવા છે, કે. મોતીનાહાર, બાજુબંધ, નેપુરે કરીને શોભીત, વળી જેનું દીવ્યરૂપ રત્ન જડીત્ર સિંહાસન, અને જેને દીવ્ય ગંધનું લેપન છે.

तुलसीकुंदमंदार ष्पहारैरलंकृतं ॥
कंनिरंजनंनित्यंनित्यानंदंगुणाकरं ॥२०॥

અર્થ-હે અર્જુન! વળી ઇશ્વર કેવા છે, કે તુળશી,

ટોક્ષર, અને મંદારના પુષ્પનાં હારોયે કરીને શોભીત, વળી એક અને નિરંજન કહેતાં માયાથી રહીત. અને નીત્ય કહેતાં જેનો ત્રણ કાળમાં નાશ નથી. તથા નીત્યાનંદ કહેતાં જે નીત સુખી છે. વળી ગુણાકર કહેતાં જેમાં ઉત્તમ ગુણ રહેલા છે.

एतादृशंमहादेवंधेयंवैशुद्धचेतसैः ॥
नास्तिध्यानसमंतीर्थंनास्तिध्यानसमंतपः ॥

અર્થ—હે અર્જુન ! એવા મહાદેવ કહેતાં જે મોટા દેવ, નારાયણ તે મનુષ્યોએ શુદ્ધ ચિત્તવડે ધ્યાન કરવા યોગ્ય છે તથા ધ્યાન સમાન તિર્થ નથી. તેમ તપ પણ નથી.

પ્રશ્ન—પુર્વ પક્ષી કહે છે. હે સીધાંતિ મહાદેવ શબ્દનો અર્થ આ સ્થળમાં નારાયણ કેમ કર્યો ?

ઉત્તર—સીધાંતી કહે છે મહાદેવ, શંકર, શિવ, વિષ્ણુ, બ્રહ્મા, અને ગણેશાદિ લઇને કારણ બ્રહ્મ જે ઇશ્વર તેનાં ઘણાં નામ છે. કેમકે મહાદેવ કહેતાં મોટા દેવ, અને શંકર કહેતાં. સુખના કરવાવાળા વળી શિવ કહેતાં. કલ્યાણરૂપ તથા વિષ્ણુ કહેતાં. જે અંતરયામીરૂપે કરી વ્યાપી રહેલા વળી બ્રહ્મા કહેતાં. જે સર્વ થકી મોટા, અને ગણેશ કહેતાં. સર્વના ઇશ્વર એવા કારણ બ્રહ્મણા

બીજાં અનેક નામ છે. તથા કાર્ય બ્રહ્મ જે પાંચ દેવતા. તેમનાં પણ નામ છે.

પ્રશ્ન—કારણ એટલે શું. અને કાર્ય એટલે શું ?

ઉત્તર—કારણ એટલે જેની ઉત્પતિ નથી. અને કાર્ય એટલે જેની ઉત્પતિ છે.

પ્રશ્ન—જેની ઉત્પતિ છે. તો તેને બ્રહ્મ કેમ કીધું ?

ઉત્તર—તે પાંચ દેવતા મુખ્ય ઊપદેશ કર્તાગુરૂછે. માટે તેમને શાસ્ત્રમાં બ્રહ્મ કીધેલ છે.

પ્રશ્ન—ગુરૂને બ્રહ્મરૂપ કેહેવું. એમાં કાંઇ શાસ્ત્રનું પ્રમાણ છે ?

ઉત્તર—સી. તે તું સાંભળ.

गुरुर्ब्रह्मागु[redacted]वोमहेश्वरः ॥
गुरुरेवपरंब्रह्मतस्मैश्रीगुरुवेनमः ॥

અર્થ—જે ગુરૂ છે તેજ બ્રહ્મા, વિષ્ણુ, શંકર, વળી પરિબ્રહ્મ છે, તે શ્રીગુરૂને, હું નમસ્કાર કરૂંછું એમ શાસ્ત્રમાં ગુરૂને બ્રહ્મરૂપે પ્રતિપાદન કરેલ છે તે માટે આ પાંચ દેવતાને શાસ્ત્રમાં બ્રહ્મરૂપ કીધેલા છે, પરંતુ એમનાથી, કારણરૂપ પરિબ્રહ્મ તે નોખા છે. તથા આ પાંચ દેવતાની ઉત્પતિ આ શાસ્ત્રમાં તથા બીજાં પુરાણોમાં કીધેલી છે.

નારાયણ ઉપનીષધ વિષે.

नारायणाद्विष्णुर्जायते।नारायणाद्ब्रह्माजायते॥
नारायणात्शिवोजायते ॥ नारायणाद्भानुर्जा
यते॥ -ारायणाद्देवीःप्रज यते ॥

અર્થ—નારાયણ થકી વિષ્ણુ, બ્રહ્મા, શિવ, સૂર્ય, અને દેવી ઉત્પન્ન થાય છે.

તે માટે કારણ બ્રહ્મ નથી. તથા બ્રહ્મા, વિષ્ણુ અને શંકર થકી જે કારણ બ્રહ્મ તે જુદા છે તે સ્કંધ પુરાણમાં કીધેલ છે.

ब्रह्माविष्णुश्चरुद्रश्चपरतत्वविभूतयः ॥
एषांत्रयाणामधिकःसर्वकारणमिश्वरः ॥

અર્થ—બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્ર એ સર્વ પરમાત્માની વિભુતી છે. અને આ ત્રણ દેવો થકી જે સર્વના કારણરૂપ ઇશ્વર તે જુદા છે, તેમજ શિવપુરાણમાં ધર્મ સંહિતાના ઓગણપચાસમા અધ્યાયમાં શિવજી કહે છે,

ब्रह्माविष्णुरहंदेवबद्धास्मकर्मणासदा ॥
कामक्रोधाधिभिर्दोषैस्तमात्सर्वेत्वनीश्वराः॥

અર્થ—હે દેવો! બ્રહ્મા, વિષ્ણુ, અને હું, કર્મ તથા

કામ ક્રોધાદિક. દોષોએ કરીને બંધાણેલા છીએ, તે માટે અમે ઇશ્વર નથી. અને ઇશ્વર અમથકી જુદા છે, એમ શાસ્ત્રોમાં બ્રહ્મા, વિષ્ણુ અને શંકર થકી જે કારણ બ્રહ્મ તે જુદા કીધેલા છે.

## इतिश्रीमूलवेदतत्वगीतायांअष्टमोऽध्यायः८

## ॥ अध्याय ९ ॥ श्री कृष्णउवाच ॥

स्नातंतेनसमस्ततीर्थसलिलेदत्ता चसर्वा निर्य
ज्ञानांचकृतंसहस्रमखिलादेवाश्चसंपूजिताः॥
संसाराच्चसमुद्धृताःस्वपितरस्त्रैलोक्यपूज्योप्य
ऽसौयस्यब्रह्माणिनिश्चयंक्षणमापिस्थैर्यमनःप्रा
प्नुयात् ॥१॥

અર્થ—હે અર્જુન ! જે માણસનું મન પરમાત્માને વિષે ક્ષણ ભરપણ નક્કી સ્થીર પામે તો તે પુરૂષે સર્વે તીર્થોના જળમાં સ્નાન કરી લીધું. અને સમગ્ર પૃથ્વીનું દાન કરી લીધું વળી હજારો યજ્ઞ કરી લીધા. તથા સર્વે દેવતાનું પૂજન કરી લીધું. તેમજ પોતાના પીત્રો સંસાર થકી તાર્યા. અને તેજ મનુષ્ય ત્રણ લોકમાં પુજવા યોગ્ય છે.

महापापा॒ि पापानिकोटिजन्मांतरेषुयत् ॥
ध्यानेननश्यतिध्रुवंतृणराशिमिवानलः ॥२॥

અર્થ—હે અર્જુન ! મોટા પાપોથી આદિ લઇને આ જન્મનાં જે પાપો છે. અથવા બીજા કરોડ જન્મોનાં જે પાપો છે. તે તમામ જેમ અગ્નિએ કરીને ખડનીગંજીનો નાશ થાય છે. તેમ ભગવાનના ધ્યાને કરી નિશ્ચય નાશ થાય છે.

कृत्वापापानिसंतप्यतस्मात्पापात्प्रमुच्यते ॥
नैवंकुर्यात्पुनःपार्थनिवृत्यापूयतेतुसः ॥२॥

અર્થ—હે અર્જુન ! જે માણસ પાપ કરી પછી સંતાપ પામે તો તે માણસ તે પાપ થકી મુકત થાય છે. અને એવું દુષ્ટ કામ ફરી નહીં કરે તો તે માણસ દુરાચરણની નિવૃતિ વડે પવિત્ર થાય છે.

ध्यानेनधर्ममाप्नोतिध्यानेनसुखमक्षयं ॥
ध्यानेनज्ञानमाप्नोतिसत्यलोकंचगच्छति ॥

અર્થ—હે અર્જુન ! ધ્યાને કરીને મનુષ્ય, ધર્મ, અક્ષય સુખ અને જ્ઞાનને પામે છે. વળી અંતકાળે ભગ-

વાનના લોકમાં જાય છે.

जराबालादिसाहित्यंनित्यानंदंगुणाकरं ॥
दिव्यरूपकरंपार्थदिव्यभोगसमन्वितं ॥५॥

અર્થ—હે અર્જુન ! તે ભગવાનનો લોક કેવોછે, કે, જે જરા અને બાળક અવસ્થાવાળા મનુષ્યોથી રહીત, તથા જેમાં નિત્ય આનંદ રહેલછે, વળી ગુણની ખાણ અને દીવ્યરૂપ કરનાર છે, તેમજ દીવ્ય ભોગે કરીને યુકત છે.

इतिश्रीमूलवेदतत्वगीतायांनवमोऽध्यायः॥९॥

## ॥ अध्यायः १० ॥

श्रवणंकीर्तनंचैवपूजनंवंदनंतथा ॥
स्मरणंचैवकर्तव्यंकार्यंनित्यंसुभाक्तितः ॥१॥

અર્થ—હે અર્જુન ! અત્યંત ભકિતવડે હમેશાં ભગવાનના જશ સાંભળવા અને ગાવા વળી પુજન કરવું તથા પગે લાગવું તથા નામનું સ્મરણ કરવું.

प्रतिमापूजनादेवकोटिगुणंविशिष्यते ॥
मानसंपूजनंध्यानंजाप्यंचशुद्धचेतसा ॥२॥

અર્થ—હે અર્જુન! મૂર્તિ પૂજન, થકી કરોડ ગણું શુદ્ધ ચિત્ત કરીને માનસી પૂજન, ધ્યાન અને જપ કરવાનું વિશેષ ફળ છે,

यत्कृतेदशभिर्वर्षैस्त्रेतायांहायनेनतत् ॥
द्वापरेतच्चमासेनह्य.ोरात्रेणतत्कलौ ॥३॥

અર્થ—હે અર્જુન! જે ભજનનું ફળ સત્યયુગમાં દશ વર્ષવડે અને ત્રેતામાં એક વર્ષવડે વળીદ્વાપરમાં એક માસવડે થતું તે ફળ કલિયુગમાં એક રાત્રી દીવસવડે ભજન કરવાથી થાય છે

अन्नंजलंचवस्त्रंचफलादिचानिवेदितं ॥
नाभक्ष्यंनापिपेयंचधारेयन्नकदाचन ॥४॥

અર્થ—હે અર્જુન! અન્ન, જળ, અને વસ્ત્ર તથા ફળાદિ પદાર્થ ભગવાનને નિવેદન કરેલા ન હેય, તો તે અન્ન અથવા ફળાદિ પદાર્થ કદી ગ્રહણ ન કરવા અને જળનું પાન ન કરવું તથા વસ્ત્ર ન ધરવાં.

कायेनमनसावाचायद्यत्कर्मकरोषिचेत् ॥
सायंकालेहरिंध्यात्वातत्कुरुष्वसदर्पणं ॥५॥

અર્થ—હે અર્જુન! સાંજની વખતે પરમેશ્વરનું ધ્યા

ને કરી કાયા, મન અને વાણીવડે જે તું કર્મ કરે છે તે ઇશ્વરને અર્પણ કર.

एवंकृत्वामनुष्याणांसर्वपापंविनश्यति ॥
इहलोकेसुखंभुत्कापरब्रह्माधिगच्छति ॥६॥

અર્થ—હે અર્જુન! એમ કરવાથી મનુષ્યોનાં સર્વ પાપ નાશ થાય છે અને આ લોકમાં સુખ ભોગવી અંતે પરિબ્રહ્મને પામે છે.

इतिश्रीमृग्वेदतत्वगीतायांदशमोऽध्यायः १०

॥ अध्यायः ११ ॥

रामरामेतियोब्रूयात्स्नानकालेसदानरः ॥
गोसहस्त्रफलंतस्यगंगास्नानफलंतथा ॥७॥

અર્થ—હે અર્જુન! સ્નાન કરવાની વખતે નિરંતર રામ રામ એવી રીતે જે માણસ બોલે છે તો તેને હજાર ગાયનું દાન અને ગંગાજીમાં સ્નાન કરવાનું ફળ થાય છે.

कवलंनाम्जापनम्कार्यंकरोतियः ॥
सर्वपापाविनिर्मुक्तःपदंगच्छत्यनामयं ॥८॥

અર્થ—હે અર્જુન! જે માણસ કેવળ ભગવાનનું ભજન કરતાં કરતાં ઘરનું કામ કરે છે તો તે સર્વ પાપ થકી મુક્ત થઇ અંતે ભગવાનના લોકમાં જાય છે.

पदेप जपेन्ना भक्तियुक्तेनचेतसा ॥
पदेपदेयज्ञफलंप्रा ःपो ाणिकाबुधाः ॥९॥

અર્થ—હે અર્જુન! ડગલે ડગલે જે માણસ ભક્તિ યુક્ત ચિત્તે કરી ભગવાનનાં નામનું સ્મરણ કરે છે તો તેને ડગલે ડગલે યજ્ઞનું ફળ થાય છે. એમ પ્રાચીન જ્ઞાની પુરૂષો કેહે છે.

प्रतिग्रासंजपेन्नामकेवलंशुद्धमानसः ॥
तस्यपापानिन यंतेव्रतत ल्यंभवेत्फलं ॥१०॥

અર્થ—હે અર્જુન! શુદ્ધ છે મન જેનું એવો જે માણસ ગ્રાસગ્રાસમાં કેવળ ભગવાનનું નામ જપે છે તો તેનાં તમામ પાપ નાશ થાય છે, વળી તેને વ્રતના જેવું ફળ થાય છે.

तीर्थव्रतसहस्रेभ्र ोजपयज्ञो ावेशिष्यते ॥
जपयज्ञसहस्रेभ्योध्यानयज्ञोविशि ते ॥११॥

અર્થ—હે અર્જુન! હજારો તીર્થો અને હજારો વ્ર-

તોથી જે જપયજ્ઞ છે તે શ્રેષ્ટ છે અને હજારો જપ યજ્ઞથી ધ્યાન યજ્ઞ શ્રેષ્ટ છે.

ध्यानयज्ञात्परंनास्तिध्यानंज्ञानस्यसाधनं ॥
सदाहृदिपरब्रह्मयोगीध्यानेनपश्यति ॥१२॥

અર્થ—હે અર્જુન ! ધ્યાનયજ્ઞથી બીજું કાંઇ શ્રેષ્ટ નથી કેમકે ધ્યાન છે તેજ જ્ઞાનનું સાધન છે વળી ધ્યાન વડે પોતાના હૃદયમાં જોગી પુરૂષ નિરંતર પરિબ્રહ્મને જોવે છે.

ज्ञानेनभगवद्भक्तिर्भक्त्येश्वरकृपातया ॥
ज्ञानंतेनविमुक्तिश्चतन्मूलंसंगतिःसतां ॥१३॥

અર્થ—હે અર્જુન! પરોક્ષજ્ઞાનવડે ભગવાનની ભક્તિ થાય છે અને તે ભક્તિવડે પરમેશ્વરની દયા થાય છે વળી તે દયાવડે પરમેશ્વરનું સાક્ષાત દર્શન થાય છે તથા તે દર્શને કરી જીવની મુક્તિ થાય છે પરંતુ તે સર્વનું કારણ સાધુ પુરૂષોની સંગત છે. માટે સતસંગ કરવો.

इतिश्रीमूलवेदतत्वगीतायामेकादशोऽध्यायः



## ॥ अध्यायः १२ ॥

सत्संगेनहरेर्बोधस्तथाभक्तेर्विवेचनं ॥
एतज्ज्ञानमितिप्रोक्तंप्रथमंमोक्षसाधनं ॥१॥

અર્થ—હે અર્જુન! સત્સંગવડે જે ભગવાનનો બોધ તથા ભક્તિનું વિવેચન, એજ પ્રથમ મોક્ષનું સાધનરૂપ જ્ઞાન કીધેલ છે.

परोक्षमपरोक्षंचज्ञानंद्विविधमुच्यते ॥
परोक्षंकथितंतुभ्यमितरंविष्णुदर्शनं ॥२॥

અર્થ—હે અર્જુન! જ્ઞાન બે પ્રકારનું કીધેલ છે એક પરોક્ષ અને બીજું અપરોક્ષ તેમાં પરોક્ષ જ્ઞાન છે તે તારા પ્રત્યે મેં કીધું અને બીજું જે સાક્ષાત પરમેશ્વરનું દર્શન તે અપરોક્ષ જ્ઞાન છે.

सत्संगेनपरंप्राप्यदुस्तरंतरतेऽचिरात् ॥
तस्मादतिप्रयत्नेनसत्संगंसततंकुरु ॥३॥

અર્થ—હે અર્જુન! સત્સંગવડે મનુષ્ય પરિબ્રહ્મને પામી દુસ્તર એવો જે સંસાર તે તરત તરે છે; તે માટે અત્યંત પ્રયત્ન કરી, તું નિરંતર સતસંગ કર.

सत्संगः सुखदाकाशीसद्गुरुरेवशंकरः ॥
तत्रनिवासमात्रेणपुनर्जन्मनविद्यते ॥४॥

અર્થ—હે અર્જુન! સત્સંગ છે તેજ સુખને દેવાવાળી કાશી છે, અને જે સદગુરૂ છે તેજ શંકર છે માટે તેમની પાસે નિવાસ કરવાથી ફરી જન્મ થતો નથી.

नीचोऽपिश्रेष्ठतांयातिसत्संगेनचभारत ॥
वाल्मिकोनारदःशृंगीमातंगोसंजयोयथा ॥

અર્થ—હે અર્જુન! સત્સંગે કરીને નીચ છે તે પણ ઉત્તમપણાને પામે છે જેમ વાલ્મિક, નારદ, શ્રૃંગી, માતંગ, અને સંજય, વળી સત્સંગ વિષે, પદ્મ પુરાણમાં કોઘેલ છે.

गंगापापंशशितापंदैन्यंकल्पतरुर्हरेत् ॥
पापंतापंतथादैन्यंसद्यसाधुसमागमः ॥६॥

અર્થ—જેમ ગંગાજી પાપને હરે છે અને ચંદ્રમા તાપને હરે છે વળી કલ્પવૃક્ષ રાંકપણાને હરે છે તેમજ પાપ, તાપ, અને રાંકપણાને સાધુનો સમાગમ તરત હરે છે. ઇતિ.

सत्संगःपार्थकर्तव्य :स्वकुटूंबजनैःसह ॥
सत्संगेनम हत्सौख्यमि हलोकऽपरेसदा ॥७॥

અર્થ—હે અર્જુન ! સત્સંગ પોતાના કુટુંબનાં મનુષ્યો સહીત કરવા યોગ્ય છે, કેમકે સત્સંગવડે આ લોક તથા પરલોકમાં નિરંતર મોટા સુખને મનુષ્ય પામે છે.

श्रोतव्या चकथाविष्णोस्त्यागिमुखेनसर्वदा ॥
यदात्यागिनचाप्नोतितदाग्रहिमुखेनच ॥८॥

અર્થ—હે અર્જુન ! ભગવાનની કથા હમેશાં ત્યાગી પુરૂષના મુખવડે સાંભળવા યોગ્ય છે, અને જ્યારે ત્યાગી પુરૂષો ન મળે ત્યારે ગ્રહસ્થીના મુખથી સાંભળવા યોગ્ય છે.

प्रभुभक्तिविहीनस्यपापिष्ठस्यदुरात्मनः ॥
नश्रोतव्यामुखात्तस्यकथावार्ताकदाचन ॥

અર્થ—હે અર્જુન ! ભગવાનની ભક્તિ રહિત, પાપી, અને દુરાત્મા એવા જે મનુષ્ય તેના મુખથી કથા અથવા વાર્તા કોઇ દીવસ પણ સાંભવવા યોગ્ય નથી. એવાં વ્યાસજીનાં વચન સાંભળી જન્મેજય રાજા શંકા કરેછે.

इतिश्रीमूलवेदतत्वगीतायांद्वादशोऽध्याय १२।

## ॥ अध्याय १३ ॥

### ॥ जन्मेजयउवाच ॥

चरितंदेवकृष्णस्यव्याभिचारसमान्वितं ॥
नश्रोतव्या:खात्तस्यह्यतःकथाकदाचन ॥१॥

અર્થ—હે મહારાજ! એમ તો શ્રીકૃષ્ણ દેવનાં ચરિત્ર પણ વ્યભિચાર સંયુકત છે તે માટે તેમના મુખની કથા કોઇ દિવસ પણ સાંભળવા યોગ્ય નથી. એવી રીતે જન્મેજયનાં વચન સાંભળી વ્યાસજી કહે છે.

### ॥ व्यासउवाच ॥

वृंदावनसंजातःश्रीकृष्णोगोपरूपतः ॥
स्वात्मवृतिव्रजस्त्रीभिःरमान्निंद्यकथंभवेत् ॥२॥

અર્થ—હે જન્મેજય શ્રેષ્ટ એવું જે વૃંદાવન તેમાં ઉત્પન્ન થયેલા એવા જે શ્રીકૃષ્ણજી (તે ગોપરૂપતઃ) એટલે આત્મરૂપે કરી પોતાના અંતઃકરણની વૃત્તિયો રૂપી જે વૃજની સ્રીયો તેમની સાથે રમ્યા માટે તે નિંદવા લાયક કેમ થાય. હવે તે ભાગવતમાં કેમ કીધેલ છે, એવી રીતે જન્મેજય રાજાની શંકાનો અભિપ્રાય સમજી વ્યા-

સજી કેહે છે.

इदंभागवतंनामपुराणंचमयोरितं ॥
श्लोकपंचसहस्त्रंचश्रीकृष्णस्ययशोन्वितं ॥३॥

અર્થ—હે જન્મેજય ! એ, ભાગવત છે નામ જેનું એવું જે પુરાણ, પાંચ હજાર શ્લોક અને શ્રીકૃષ્ણના જશવાળું તે મારૂં કરેલું છે. ભાવાર્થ એનો એ છે કે જે વધારે શ્લોક છે તે કલ્પિત, ભેળવણ કરેલા છે. વળી શ્રીકૃષ્ણજી ધર્મનું સ્થાપન અને અધર્મનો નાશ કરવા સારૂ જન્મ્યા છે તે ભગવત ગીતામાં પણ કીધું છે.

परित्राणायसाधूनांविनाशायचदुष्कृतां ॥
धर्मसंस्थापनार्थायसंभवामियुगेयुगे ॥

અર્થ—હે અર્જુન ! સાધુની રક્ષા, અને દુષ્ટનો નાશ, તથા ધર્મનું સ્થાપન કરવા સારૂ, હું યુગ યુગમાં પ્રગટ થાઉછું. એમ ગીતાજીના વચનથી પણ નિશ્ચય થાય છે કે, શ્રીકૃષ્ણજીએ કોઇ. પણ અધર્મનું કામ કર્યુંજ નથી ઇતિ.

पाखंडिनांप्रदुष्टानांविमुखानांतथैवच ॥
तेषांसंभाषणंस्पर्शंदूरतःपरिवर्जयेतू ॥४॥

અર્થ—હે અર્જુન ! પાખંડી કેહેતાં કીમીયાગર તથા જાદુગર અને તત્વગીતાથી વિરૂદ્ધ ઉપદેશ કરનારા, તેમજ દુષ્ટ કેહેતાં જીવહીંસા, દારૂપાન, ચોરી, પરસ્ત્રીનો સંગ અને માંસનું ભક્ષણ કરનારા, વળી જુગટું રમનારા, તથા વિમુખ કેહેતાં ઇશ્વર અને પાપ પુન્યને નહીં માનનારા, વળી અહંબ્રહ્મ એમ કેહેનારા એવા જે મનુષ્યો તેમનાં ભાષણ અને સ્પર્શનો દુરથીજ ત્યાગ કરવો.

इश्वरोहंज-ायेवैवदंत्यज्ञानदांभिकाः
तेसर्वेराक्षसाज्ञेयागच्छंतिरौरवादिषु ॥५॥

અર્થ—હે અર્જુન ! જે માણસો હું ઇશ્વરછું એમ કેહે છે, તો તે સર્વે અજ્ઞાને કરીને લોકોને છેતરવાવાળા તથા રાક્ષસ જાણવા; વળી તેઓ અંતે રૌરવાદિક નરકોમાં જાય છે. વળી પારાશર રૂષીયે મૈત્રેયને કીધેલ છે.

सर्वेब्रह्मवदिष्यंतिसंप्राप्तेतुकलौयुगे ॥
नानुतिष्ठंतिमैत्रेयशि.श्नोदरपरायणाः ॥

અર્થ—હે મૈત્રેય કલિયુગમાં શિશ્ન ઉદર પરાયણ એવા જે મનુષ્યો અહંબ્રહ્મ એવી રીતે કેહેશે, પરંતુ ધરમમાં વરતશે નહીં. વળી વસિષ્ઠજીયે કીધું છે કે,

सांसारिकसुखासक्तंब्रह्मज्ञोस्मीतिवादिनं ॥
कर्मब्रह्मोभयभ्रष्टंतंत्यजेदंत्यजंयथा ॥

અર્થ—જે માણસ, સંસારીક સુખમાં આશકત હોય, અને હું બ્રહ્મજ્ઞછું એવી રીતે કહેનારને કર્મ વળી બ્રહ્મજ્ઞાન એ બેઉ થકી ભ્રષ્ટ જાણવો અને જેમ ચંડાળને તજે તેમ તેને તજવો વળી પદ્મ પુરાણમાં કીધેલ છે.

संगत्यागोविदूरेणभगवद्विमुखैर्जनैः ॥
तदालोकेनमात्रेणभगवद्भक्तिविस्मृतिः ॥

અર્થ—ભગવાનથી વિમુખ એવા જે મનુષ્યો તેમના સંગનો જે ત્યાગ, તે દુરથીજ કરવો; કેમકે તેને જોવા માત્રથીજ ભગવાનની ભકિતનું, વિસ્મરણ થાય છે.

अवैष्णवस्तुयेविप्राश्चांडालादधमास्मृताः ॥
तेषांसंभाषणंस्पर्शंदूरतःपरिवर्जयेत् ॥

અર્થ—ભગવાનની ભકિત રહીત, એવા જે બ્રાહ્મણો છે, તે ચંડાળોથી અધમ કીધા છે; માટે તેમના સંભાષણ, અને સ્પર્શનો દુરથીજ ત્યાગ કરવો.

बालेनकश्चित्तंवाक्यंमन्येनीतिसमन्वितं ॥
पितामहस्ययद्वाक्यंनमन्येनीतिघातकं ॥१॥

અર્થ—હે અર્જુન! બાળકના કહેલાં નીતિયુકત વચનને હું માનું છું, અને જે અનીતિનાં વચન બ્રહ્માજીનાં હોય તોપણ તેને હું માનતો નથી; માટે નીતિ યુકત વચન ગમે તેનાં હોય તો તે માનવાં.

सच्छिद्रेकलशेतोयंनातिष्ठतिकदाचन ॥
नीतिहीनेतथाद्रव्यंयशःसौख्यादिनिश्चयं ॥

અર્થ—હે અર્જુન! જેમ ફુટેલા ઘડામાં કોઇ કાળે પણ પાણી રેહેતું નથી, તેમજ જે નીતિહીણ માણસ હોય તો તેની પાસે, દ્રવ્ય, યશ, સુખ, વગેરે નિશ્ચે કરી રેહેતું નથી.

आत्मघातो-कर्तव्योवस्त्रपूतंपिवेत्पयः ॥
स्नानादिनैवकर्तव्यंजंतुयुक्तेजलेकदा ॥३॥

અર્થ—હે અર્જુન! ગમે તેવું નઠારૂં કામ થયું હોય, તોપણ પોતાનો અથવા પારકો આત્મઘાત ન કરવો; અને દુધને જળ, વસ્ત્ર કરી ગાળીને પીવું, તથા જીવાતવાળા પાણીમાં સ્નાન, વળી વસ્ત્ર વિગેરે ધોવાનું કે બીજું કાંઇ પણ કામ ન કરવું.

नैवाश्रयेत्तुपाखंडान्तत्वगीताविरोधकान् ॥
यद्याश्रयेत्प्रमादेनरौरवंनरकंव्रजेत् ॥४॥

અર્થ—હે અર્જુન ! તત્વગીતાથી વિરૂદ્ધ ;એવા જે પાખંડી ધર્મો તેમનો આશ્રય ન કરે, અને જો પ્રમાદે કરી આશ્રય કરે, તો તે રૌરવ નરકને પામે.

विवादोनैवकर्तव्योबलिभिःसाधुभिसह ॥
मित्रैःस्त्रीभिस्तथामूर्खैराजभिश्चैवसर्वथा ॥

અર્થ—હે અર્જુન ! સમર્થ, સાધુ, મિત્ર, સ્ત્રી, મૂર્ખ, અને રાજા, એમના સાથે કોઇ કાળે પણ વિવાદ ન કરવો.

रिक्तपाणिर्नपश्येतगुरुंदेवमंदिरं ॥
भूपालंवैष्णवंभक्तंचहरिकथांतुभारत ॥६॥

અર્થ—હે અર્જુન ! સદ્ગુરૂ, દેવમંદિર, રાજા, ભગવાનના ભકત અને હરિ કથા, એટલે ઠેકાણે, ખાલી હાથે ન જવું.

दाक्षिण्यंव्यवहारेषुसदाचारोऽवधार्यतां ॥
कालदेशवयोद्रव्यजातिशक्त्यनुसारतः ॥७॥

અર્થ—હે અર્જુન ! કાળ, દેશ, વય, દ્રવ્ય, જાતિ, અને પોતાની શકિત, તેને અનુસરી વેહેવારના વિષે ડહાપણ અને સદાચાર પાળવાં.

वर्षेवर्षे यद्द्रव्यंप्राप्तमेवनिजोद्यमैः ॥
तद्दशांशंचधर्मायविंशांशंचैवदुर्बलैः ॥८॥

અર્થ—હે અર્જુન ! પોતાને ઉદ્યમે કરી જે વર્ષે વર્ષે વિશેષ દ્રવ્યની પ્રાપ્તિ થાય છે, તેમાંથી દશમો ભાગ, અને ગરીબ હોય તો વિશમો ભાગ, ધર્મને અર્થે વાવરવો.

बालकानांतुदातव्यंसद्धर्मबोधमेवच ॥
इहलोकेयशःसौख्यंपरत्रसुसुखीभवेत् ॥

અર્થ—હે અર્જુન ! બાળકોને ધર્મ સબંધી બોધ આપવો, કેમકે તેણે કરી આ લોકમાં યશ અને સુખને પામી પરલોકમાં સુખી થાય.

सप्तक्षिपशवोगावआहारेणजलेनच ॥
सेवितव्याःसदापार्थमनुष्याश्चसुदुःखिताः ॥

અર્થ—હે અર્જુન ! ઉત્તમ પક્ષી, પશુ, ગાયો, અને દુખીત એવા મનુષ્યો તે સર્વે અન્નાદિ આહારે અને જળે કરી સેવવા.

नोच्छिष्टंकस्यचिद्दद्यान्नाद्याचैवविवेकवान् ॥

नचैषात्यशनं कुर्यान्नचोच्छिष्टःक्वचिद्व्रजेत ॥

અર્થ—હે અર્જુન ! વિવેકી માણસ કોઇને એંઠું અન્ન દે નહીં, તેમજ કોઇનું એંઠું ગ્રહણ કરે નહીં; વળી અત્યંત ભોજન પણ ન કરે, તેમ એંઠે મોઢે ચાલે નહીં.

सात्वीकभोजनंपार्थकर्तव्यंश्रेष्टमानसैः ॥
तामसंतुपरित्याज्यंदोषयुक्तंचसर्वदा ॥१२॥

અર્થ—હે અર્જુન ! ઉત્તમ મનુષ્યો છે તેમણે સત્વ-ગુણી ભોજન કરવું, અને દોષયુક્ત તમોગુણી એવું જે ભોજન તે નિરંતર તજવું.

मुत्रादिकंनैवकुर्याज्जलादिस्थानकेध्रुवं ॥
यदिकुर्यात्प्रमादेनरौरवंनरकंव्रजेत ॥१३॥

અર્થ—હે અર્જુન ! જળ અને આદિ શબ્દે કરી વૃક્ષ, અગ્નિ, દેવમંદિર, બાગ, બગીચા, તથા ઉત્તમ બેસવાનાં સ્થાનકો હોય, તો તે ઠેકાણે મળમુત્ર વગેરે માણસ ન કરે; અને જો ઉન્મત થઇને કરે તો તે રૌરવ નરકને પામે.

स्मरणंपरदाराणांसंभोगंगुह्यभाषणं ॥

वर्जयेद्दूर्जनंतत्तुब्रह्मचर्यमुदाहृतं ॥

અર્થ—હે અર્જુન ! પરસ્ત્રીયોનું સ્મરણ, સંભોગ, અને ગુહ્ય ભાષણ જે છે તે તજવું. વળી એ ત્રણનો જે ત્યાગ છે તેજ બ્રહ્મચર્ય કીધેલ છે.

प्रणवोहिपरःसाक्षात्परमेश्वरवाचकः ॥
तस्मात्तस्य प्रजाप्यंचकुर्यात्तुशुद्धमानवः ॥१५॥

અર્થ—હે અર્જુન ! પ્રણવ જે મંત્ર છે તેજ પરમેશ્વરનું ઉત્તમ નામ છે; તે માટે તેનો જપ પવિત્ર માણસ કરે.

अनेननाममंत्रेणसर्वपापंविनश्यति ॥
इहलोकेसुखंभुक्त्वापरब्रह्माधिगच्छति ॥१६॥

અર્થ—હે અર્જુન ! આ મંત્રે કરી સર્વ પાપ નાશ થાય છે. વળી આ લોકમાં સુખ ભોગવી અંત્યે પરિબ્રહ્મને પામે છે.

तुलसीस्फाटिकाऽक्षंचकंठे चंदनमेव च ॥
उर्ध्वपुंड्रांत्रिपुंड्रवाधारयेद्गुरुसंमतं ॥१७॥

અર્થ—હે અર્જુન ! ગુરૂની આજ્ઞાપૂર્વક તુળશી, સ્ફાટિક, રૂદ્રાક્ષ, અને ચંદનની માળા ડોકમાં, તથા ઉર્ધ્વ-

પુંડ્ર અને ત્રિપુંડ્ર તીલક કપાળમાં ધારણ કરે.

नयाचितंनि ः त्येभ्योव[redacted]कर्हिचित् ॥
योयाचितंप्रमादेन सः मानधमाधमः ॥१८॥

અર્થ—હે અર્જુન! ત્યાગીપુરૂષો પાસેથી વસ્ત્ર વગેરે કદી પણ ન માગવાં અને જે માણસ ઉન્મત્તપણાથી માગે છે તો તે અધમથી પણ અધમ છે.

कन्यायादशवार्षिक्याविवाहंसदृशेकुले ॥
वर्षेचाष्टादशेचैवकुर्यात्पुत्रस्याविवेकतः ॥१९॥

અર્થ—હે અર્જુન! દશ વર્ષની કન્યાનું પોતાના સમાન કુળમાં લગ્ન કરે; તેમ વિવેકે કરી અઢાર વર્ષે પોતાના પુત્રનું લગ્ન કરે.

कन्याविक्रयकर्तृणांनराणांवसुधातले ॥
आयुरारोग्यमैश्वर्यंसुखंसर्वंविनश्यति ॥२०॥

અર્થ—હે અર્જુન! પૃથ્વિમાં કન્યાને જે વેચવાવાળા પુરૂષો તેમનું આયુષ, નિરોગતા, સમૃદ્ધિ અને સર્વ સુખ નાશ થાય છે.

यथाशक्तिप्रकर्तव्योविवाहादौधनव्ययः ॥

अन्यथाघोरपापानांफलभागीध्रुवंभवेत्॥२१॥

અર્થ—હે અર્જુન! પોતાને જેવી શકિત હોય તે પ્રમાણે, વીવાહાદિક કાર્યોમાં દ્રવ્યનો ખર્ચ કરવો; અને (અન્યથા કેહેતાં) પોતાની શકિતથી વધારે ખર્ચ કરે તો તે નિશ્ચય કરીને ઘોર પાપના ફળને ભોગવનાર થાય.

त्यागिभूपालभक्तानांसद्विद्वद्गुरुधर्मिणां ॥
अभ्युत्थानादिनाकार्यःसन्मानोसद्गृहाश्रमैः

અર્થ—હે અર્જુન! જે ગ્રહસ્થાશ્રમી છે તેમણે ત્યાગી, રાજા, ભકત, ઉત્તમ વિદ્વાન, ગુરૂ, અને ધર્માત્મા; એવા જે મનુષ્યો તેમના સામું ઉભું થવું, અને સન્માન કરવું તથા (આદિ શબ્દે કરી) યથાયોગ્ય સેવા કરવી.

इतिश्रीमूलवेदतत्वगीतायांचतुर्दशोऽध्यायः॥१४

## अध्याय १५.

आदौकृतयुगेवर्णोनृणांद्विजइतिस्मृतः ॥
चातुर्वर्ण्यंततःसृष्टंगुणकर्मानुसारतः ॥१॥

અર્થ—હે અર્જુન! પ્રથમ સત્યયુગમાં, મનુષ્ય માત્રનો બ્રાહ્મણ વર્ણ હતો, અને ત્યાર પછી, ગુણ કર્મને

અનુસરી ચાર વર્ણ બંધાણા.

**कर्मणाचभवेद्विप्रःकर्मणाशूद्रएवच ॥**
**विश्वामित्रश्चमातंगोहिरण्याक्षादिकोयथा॥२॥**

અર્થ—હે અર્જુન ! કર્મે કરી બ્રાહ્મણ થાય છે, અને કર્મે કરી શૂદ્ર થાય છે. કેમકે જેમ વિશ્વામીત્ર, માતંગ, અને હિરણાક્ષાદિક થયા છે.

**चांडालवंससंभूतोमातंगश्चपराशरः ॥**
**किरातकुलजातोवाल्मिकश्चमुनिस्तथा॥३॥**

અર્થ—હે અર્જુન ! ચંડાળના વંશમાં માતંગ અને પરાશરઋષિ થયા; તેમજ ભીલના કુળમાં વાલ્મિકઋષિ થયા. ભાવાર્થ એનો એજ છે કે, ઉત્તમ કર્મ કરવાથી, માતંગ, પરાશર, અને ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન વિશ્વામીત્ર એવા અનેક નીચ જાતીના મનુષ્યો બ્રાહ્મણપણાને પામ્યા. તેમજ નીચ કર્મ કરવાથી બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થનારા હિરણાક્ષ, હિરણ્યકશ્યપુ, રાવણ અને કુંભકરણ, ઇત્યાદિક રાક્ષસપણાને પામ્યા. જુવો કે એકજ બ્રહ્માના પૌત્ર કશ્યપ થકી, દક્ષની દીકરીયોમાં દીતિ થકી દૈત્ય અને અદીતિ થકી દેવ થયા. આ વાત પુરાણોમાં પ્રસિદ્ધ છે તે માટે ઉત્તમ કર્મ કરવાથી, માણસ ઉત્તમ

પણાને પામે છે, અને નીચ કર્મ કરવાથી, નીચપણાને પામેછે; તેમજ અનુશ્યાસન પર્વના એકસો બેતાળીશમા અધ્યાયમાં શિવજી કહે છે.

नयोनिर्नापि संस्कारोनश्रुतंनच संततिः ॥
कारणानिद्विजतस्यवृतमेवतुकारणं ॥४॥

અર્થ—હે ઉમયાજી! યોનિ, સંસ્કાર, શ્રવણ, કે. સંતતિ, એ બ્રાહ્મણપણાનું કારણ નથી, પણ ગુણ છે. તેજ કારણ છે.

सर्वोयंब्राह्मणोलोकेवृतेनतुविधीयते ॥
वृतेस्थितस्तुशूद्रोऽपिब्राह्मणत्वंनियच्छति ५

અર્થ—એ સર્વે ગુણવડે લોકમાં બ્રાહ્મણ કીધેલાછે તથા ઉત્તમ ગુણવાળો શૂદ્ર હોય તોપણ તે બ્રાહ્મણપણાંને પામેછે. વળી વનપર્વના ૧૮૦મા અધ્યાયમાં નહુસરાજા પ્રત્યે યુધિષ્ઠાર કેહે છે.

सत्यंदानंक्षमाशीलंमानृशंस्यंतपोघृणा ॥
दृश्यंतेयत्रनागेंद्रसब्राह्मणइतिस्मृतः ॥६॥

અર્થ—હે નાગેંદ્ર, સત્ય, દાન, ક્ષમા, શિળ, ભલાઇ,

તપ, અને લજ્જા, એવા ગુણ જેમાં જોવામાં આવે છે તે બ્રાહ્મણ કેહેવાય છે.

शूद्रेतुयद्भवेल्लक्ष्मद्विजेतच्चनविद्यते ॥
नवैशूद्रोभवेच्छूद्रोब्राह्मणोनचब्राह्मणः ॥७॥

અર્થ—શૂદ્રમાં જે ગુણ હોય, તે દ્વિજમાં હોતા નથી, તથા જાતિનો શૂદ્ર હોવાથી શૂદ્ર થતો નથી, તેમજ જાતિનો બ્રાહ્મણ હોવાથી પણ બ્રાહ્મણ થતો નથી.

यत्रैतल्लक्ष्यतेसर्पवृतंसब्राह्मणःस्मृतः ॥
यत्रैतन्नभवेत्सर्पतंशूद्रमितिनिर्दिशेत् ॥८॥

અર્થ—હે સર્પ! જેમાં એ પૂર્વોકત ગુણ જોવામાં આવે તે બ્રાહ્મણ કેહેવાય છે અને હે સર્પ! જેમાં એ ગુણ નથી તેને શૂદ્ર કીધેલ છે. તેમજ મનુસ્મૃતિમાં પણ કીધેલ છે.

शूद्रोब्राह्मणतामेतिब्राह्मणश्चैवशूद्रतां ॥
क्षत्रियाज्जातमेवंतुविद्याद्वैश्यात्तथैवच ॥९॥

અર્થ—શૂદ્ર બ્રાહ્મણપણાને પામે છે અને બ્રાહ્મણ શૂદ્રપણાને પામે છે, એ પ્રમાણે ક્ષત્રિય તથા વૈશ્ય થકી જન્મેલા માણસને બુદ્ધિવાન પુરૂષ જાણે. વળી આપસ્તં-

ભ ધર્મ સૂત્રમાં પણ કીધેલ છે.

ातपथ० धर्माचर्य्ययाजघन्योवर्णःपूर्वंपूर्ववर्ण
मापद्यतेजातिपरिवृत्तौ० अधर्मचर्य्ययापूर्वोव
र्णोजघन्यंजघन्यंवर्णमापद्यतेजातिपरिवृत्तौ०

અર્થ—જાતિની પ્રવૃત્તિ વિષે ધર્મના આચરણથી નીચ જાતિનો મનુષ્ય ઉત્તમ ઉત્તમ વર્ણને પામે છે. તથા અધર્મના આચરણથી, ઉત્તમ જાતિનો મનુષ્ય નીચ નીચ વર્ણને પામે છે. વળી ભાગવતના એકાદશ સ્કધમાં કીધેલ છે.

आदौकृतयुगेवर्णोनृणांहंसइतिस्मृतः॥
कृतकृत्याप्रजाजात्यातस्मात्कृतयुगंविदुः१०॥

અર્થ—પ્રથમ સત્યયુગમાં મનુષ્યોનો હંસ એ પ્રકારે એકજ વર્ણ કીધો છે અને તે વખતમાં જાતિએ કરીને પ્રજા કૃત કૃત્ય હતી તે માટે તે યુગને જ્ઞાનિ પુરૂષો કૃત યુગ જાણે છે વળી ભારતના મોક્ષ પર્વમાં કીધેલ છે.

कामभोगाप्रियास्तीक्ष्णक्रोधिनाःप्रियसाहसाः
त्यक्तस्वधर्मरक्तांगास्तेद्विजाक्षत्रतांगताः ११॥

અર્થ—વિષય ભોગમાં આશક્ત, તિક્ષણ ક્રોધ

કરનાર, અને પ્રીય છે સાહસ કર્મ જેમણે, તથા ત્યાગ્યાછે સ્વધર્મ જેમણે એવા જે રજોગુણી બ્રાહ્મણો તે ક્ષત્રિય પણાને પામ્યા.

**गोभ्योवृत्तिसमास्थाय पीताःकृष्युपजीविनः ॥**
**स्वधर्मान्नानुतिष्ठंतितेद्विजावैश्यतांगताः १२**

અર્થ—ગાયો થકી વૃત્તિનો આશ્રય કરી ખેડવડે ઉપજીવિકા ચલાવનાર, અને સ્વધર્મમાં સ્થીત ન રહેનાર, એવા જે રજોગુણ તથા તમોગુણવાળા બ્રાહ્મણો, તે વૈશ્ય પણાને પામ્યા.

**हिंसानृताक्रियालुब्धाःसर्वकर्मोपजीवितः ॥**
**कृष्णाःशौचपरिभ्रष्टास्तेद्विजाःशूद्रतांगताः१**

અર્થ—હિંસા તથા મિથ્યા કર્મમાં લુબ્ધ અને સર્વ કર્મ કરીને ઉપજીવિકા ચલાવનાર, વળી શૌચાચારથી ભ્રષ્ટ, એવા જે તમોગુણી બ્રાહ્મણો, તે શુદ્રપણાને પામ્યા. વળી ભાગવત, સ્કંધ. ૭ અ. ૧૧ માં કીધું છે કે.

**यस्ययल्लक्षणंप्रोक्तंपुसंवर्णाभिव्यंजकं ॥**
**यदन्यत्रापिदृश्येतत्तत्तेनैवविनिर्दिशेत् ॥१४॥**

અર્થ—જે માણસના વર્ણને જણાવનારૂં જે લક્ષણ

કહ્યું છે તે લક્ષણ જો બીજા વર્ણના મનુષ્યમાં દેખાય તો તે મનુષ્યને તેજ વર્ણનો સમજવો જોઇએ. ભાવાર્થ એનો એ છે કે બ્રાહ્મણના ગુણ શૂદ્રમાં જોવામાં આવે તો તે શૂદ્ર નથી પણ તે બ્રાહ્મણજ છે અને શૂદ્રના ગુણ બ્રાહ્મણમાં જણાય તો તે બ્રાહ્મણ નથી પણ શૂદ્રજ છે. વળી પદ્મપુરાણમાં કહ્યું છે કે,

नशूद्राभगवद्भक्ताविप्राभागवताःस्मृताः ॥
सर्ववर्णेषुतेशूद्रायेचाऽभक्ताजनार्दने ॥१५॥

અર્થ—જે શૂદ્રો ભગવદ્ ભકત છે તે શૂદ્રો નથી પણ બ્રાહ્મણ કીધેલા છે, અને તેજ સર્વે વર્ણોમાં શૂદ્રો છે કે, જે ભગવાનના વિષે અભકત છે.

शूद्रयोनौहिजातस्यसद्गुणाद्पतिष्ठतः ॥ वैश्य
त्वंलभतेब्रह्मन्क्षत्रियत्वंतथैवच ॥ आर्जवे वर्त
मान यब्रा ह्मण्यमभिजायते ॥१६॥

અર્થ—હે બ્રાહ્મણ! શ્રેષ્ઠ ગુણવાળો માણસ શૂદ્ર યોનિમાં ઉત્પન્ન થયો હોય. તોપણ તે વૈશ્ય તથા ક્ષત્રિય પણાને પામે છે તથા નમ્રતાને વિષે વર્તમાન એવા જે માણસ તેનામાં બ્રાહ્મણપણું ઉત્પન્ન થાય છે તેના ઉપર

નીળકંઠ પંડીતની ટીકા.

गुणकृतएववर्णबिभागोनजातिकृतइतिभागः

અર્થ—ગુણે કરી કરેલ વર્ણનું નોખાપણું છે, પણ જાતિએ કરી કરેલ એ પ્રકારનું નોખાપણું નથી વળી ભવિષ્ય પુરાણમાં કીધેલ છે.

हरणीगर्भसंभूतोऋष्यशृंगोमहामुनिः ॥
श्वपाकोगर्भसंभूतोपिताव्यासस्यसत्तमः १७॥

અર્થ—મહામુની એવા જે શૃંગીરૂષિ તે હરણીના ગર્ભ થકી ઉત્પન્ન થયા અને શ્રેષ્ટ એવા જે વ્યાસજીના પિતા પરાશર તે ચંડાળણીના ગર્ભ થકી ઉત્પન્ન થયા. વળી ભારતના વનપર્વમાં કીધેલ છે.

जातोव्यासस्तुकैवर्त्याःश्वपाक्यास्तुपराशरः ॥
बहवोऽन्येऽपिविप्रत्वंप्राप्तायेपूर्वमद्विजाः॥१८॥

અર્થ—વ્યાસજી ઢીમરણી થકી ઉત્પન્ન થયા અને પરાશર ચંડાળણીથી ઉત્પન્ન થયા, એ પ્રમાણે બીજા પણ ઘણાક બ્રાહ્મણથી અન્ય જાતીના જે મનુષ્યો તે બ્રાહ્મણપણાને પામ્યા તેમજ હરિવંશના ૧૧ મા અધ્યાયમાં કીધેલ છે.

नाभागारिष्टपुत्रौद्वौवैश्यौब्राह्मणतांगतौ ॥
करूषस्यतृकाःषाक्षात्रेयायुद्धदुर्मदाः ॥१९॥

અર્થ—નાભાગારિષ્ટના બે પુત્રો વૈશ્ય હતા અનેતે બ્રાહ્મણ થયા તેમજ કરૂષના પુત્રો ત્રણ કારૂષો મહાયોદ્ધા ક્ષત્રિયો થયા વળી ૩૨મા અધ્યાયમાં કીધેલ છે.

एतेत्वंगिरसःपुत्राजातावंशेऽथभार्गवे॥
ब्राह्मणाःक्षत्रियावैश्याःशूद्राश्चभरतर्षभ॥२०॥

અર્થ—હે ભરતવંશમાં શ્રેષ્ટ! એ જે અંગિરાના પુત્રો ભૃગુવંશમાં જન્મેલા તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્રતાને પામ્યા વળી ઐતરેય બ્રાહ્મણ (૨-૧૯) એક દાસી પુત્ર અને જાતિનો શૂદ્ર હતો અને તે તપ કરવાથી બ્રાહ્મણ થયો તથા છાન્દોગ્ય ઉપનિષદ્‌માં, એક જાબાલ નામનો છોકરો જારકર્મથી વિધવા થકી ઉત્પન્ન થયો અને સત્ય બોલવાથી તે બ્રાહ્મણપણાને પામ્યો. વળી ભગવદ્ગીતાના ૧૮ મા અધ્યાયમાં કીધેલ છે.

शमोदमस्तपःशौचंक्षांतिरार्जवमेवच ॥
ज्ञानविज्ञानमास्तिक्यंब्रह्मकर्मस्वभावजं॥२१॥

અર્થ-હે અર્જુન! શમ, દમ, તપ, શાચતા, ક્ષાંતિ, નમ્રતા, જ્ઞાન, વિજ્ઞાન, અને આસ્તિકપણું એ સર્વે બ્રાહ્મણનાં સ્વભાવિક કર્મ છે. શમ કેહેતાં, મનને વિષયોથી નિવૃત્ત કરી પરમાત્માને વિષે જોડવું અને (દમ કેહેતાં) ઇંદ્રિયોને વિષયોથી નિવૃત્ત કરી શુભ કર્મમાં જોડવી.

शौर्यंतेजोधृतिर्दाक्ष्यंयुद्धेचाप्यपलायनं ॥
दा-[illegible]श्वरभावश्चक्षात्रंकर्मस्वभावजं ॥२२॥

અર્થ—શૂરવીરપણું. તેજ, ધૃતિ, વિવેક, યુદ્ધમાં ન ભાગવું, દાન, અને ઇશ્વરપણું, એ સર્વે ક્ષત્રિયોનાં સ્વભાવિક કર્મ છે.

कृषिगोरक्ष्यवाणिज्यंवैश्यकर्मस्वभावजं॥२३।
परिचर्यात्मकंकर्मशूद्रस्यापिस्वभावजं

અર્થ—ખેડ, ગાયોની રક્ષા, અને વેપાર, એ વૈશ્યનાં સ્વભાવિક કર્મ છે, અને સેવા કરવી એ શૂદ્રનું સ્વભાવિક કર્મ છે. ઇતિ.

स्नानसंध्याजपंहोममातिथ्यंशिवपूजनं ॥
अकृत्वायः[illegible]वर्त्ततसविप्रःशूद्रउच्यते २४॥

અથ—હે અર્જુન! સ્નાન, સંધ્યા, જપ, હોમ, અતિથી, અને શિવનું પુજન, એ સર્વે કર્મ કર્યા વિના

જે સંસારમાં પ્રવર્ત થાય એવા જે બ્રાહ્મણ તે શૂદ્ર કીધેલછે.

इतिश्रीमूलवेदतत्वगीतायांपंचदशोऽध्यायः।१५॥

॥ अध्यायः १६ ॥

चतुर्वर्णेषुयःपार्थनारायणपरायणः ॥
सर्वपूज्यःसर्वज्ञेयःतथासर्वोत्तमोत्तमः ॥१॥

અર્થ—હે અર્જુન! ચાર વર્ણમાં પણ જે નારાયણની ભકિત કરે છે, તો તે સર્વને પૂજવા લાયક જાણવો તથા તે સર્વ થકી ઉત્તમથી પણ ઉત્તમ છે. એમજ પુરાણોમાં ભગવાનના ભક્તનો મહીમા ઘણોક છે, તે જાણવા સારૂ આ ગ્રંથમાં થોડાક પ્રમાણો આપિયે છીએ, ભાગવતના સપ્તમસ્કંધમાં કીધેલ છે.

विप्राद्विषड्गुणयुतादरविंदनाभपादारविंदवि
मुखात्श्वपचंवरिष्ठं ॥ मन्येतदर्पितमनोवचने
हितार्थप्राणंपुनातिसकलंनतुभूरिमानः ॥२॥

અર્થ—બાર ગુણ યુકત અને ભગવાનના ચર્ણારવિંદથી વિમુખ, એવા જે બ્રાહ્મણ તે થકી ચંડાળને હું ઉત્તમ માનુછું કેમકે જેણે મન, વાણી, કર્મ, દ્રવ્ય, અને પ્રાણ તે પરમેશ્વરને અર્પણ કર્યા છે. વળી તે ચંડાળ સ-

વીને પવિત્ર કરે છે, અને ચણોક છે અભિમાન જાતિનો જેણે એવો જે બ્રાહ્મણ તે પોતે પણ પવિત્ર થતો નથી તો બીજાને પવિત્ર કેમ કરે? વળી પદ્મપુરાણમાં કીધેલ છે.

ब्राह्मणःक्षत्रियोवैश्यःशूद्रोवायादिवेतरः ॥
विष्णुभक्तिसमायुक्तोज्ञेयःसर्वोत्तमोत्तमः ॥३॥

અર્થ—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, અથવા બીજી કોઇ જાતિનો મનુષ્ય હોય અને જે ભગવાનની ભકિત સંયુકત છે તો તે સર્વ થકી ઉત્તમથી પણ ઉત્તમ છે.

चांडालोऽपिमुनिश्रेष्ठोविष्णुभक्तिपरायणः ॥
विष्णुभक्तिविहीनस्तुद्विजोऽपिश्वपचाधमः ॥४॥

અર્થ—ભગવાનની ભકિત પરાયણ એવો જે ચંડાળ હોય તોપણ તે મુનિયોમાં શ્રેષ્ટછે, અને ભગવાનની ભકિત રહીત બ્રાહ્મણ હોય, તોપણ તે ચંડાળથી અધમ છે.

नमेभक्तश्चतुर्वेदीमद्भक्तःश्वपचःप्रियः ॥
तस्मैदेयंततोग्राह्यंसचपूज्योयथाह्यहं ॥५॥

અર્થ—ચાર વેદનો ભણેલો હોય તોપણ તે મારો ભકત નથી તો તે મને પ્રિય નથી તથા મારો ભકત ચંડાળ હોય તોપણ તે મને પ્રિય છે માટે તેને આપવું તથા તે

થકી ગ્રહણ કરવું, વળી જેમ હું પૂજવા લાયકછું તેમ તે પણ પૂજવા લાયક છે વળી વિષ્ણુ પુરાણમાં કીધેલછે.

शूद्रंवाभगवद्भक्तंनिषादंश्वपचंतथा ॥
विक्ष्यतेतस्यजातित्वंसयातिनरकंध्रुवं ॥६॥

અર્થ—શૂદ્ર, કે ભીલ અથવા ચંડાળ હોય, પણ ભગવાનનો ભકત હોય અને તેની જાતિને જે જુએ છે તો તે નિશ્ચય નરકને પામે છે. વળી વ. રાણમાં કહ્યું છે.

निंदांकुर्वंतियेमूढावैष्णवानांमहात्मनां ॥
पतंतिपितृभिःसार्द्धंमहारौरवसंज्ञिके ॥७॥

અર્થ—મહાત્મા વૈષ્ણવોની જે મર્ખ માણસો નિંદા કરે છે તો તે પિત્રો સહીત મહા રૌરવનામા નરકમાં પડે છે.

योजनानितथात्रीणिममक्षेत्रंवसुंधरे ॥
म्लेछदेशेशुभेवापिमद्भक्तोयत्रातिष्ठति ॥८॥

અર્થ—હે પૃથિવ! મ્લેછદેશ અથવા પવિત્ર દેશમાં મારો ભકત જ્યાં બેસે છે તો તે ઠેકાણે બાર ગાઉમાં મારૂ ક્ષેત્ર થાય છે. વળી આદિત્ય પુરાણમાં કીધેલ છે.

मद्भक्तायत्रगच्छंतितत्रगच्छामिनारद ॥
भक्तानाऽनुगच्छंतिभुक्तयोमुक्तिभिःसह ॥९॥

અર્થ—હે નારદ મારા ભકતો જ્યાં જાય છે ત્યાં હું જાઉં છું. અને ભકતની પાછળ મુકિત સહીત ભોગ પણ જાય છે.

ऽद्भक्तोवल्लभोयस्यसएवममवल्लभः ॥
तत्परोवल्लभोनास्तिसत्यंसत्यंममार्जुन ॥१०

અર્થ—મારો ભક્ત જે માણસને પ્રીય છે તો તે મને પ્રીય છે અને તે થકી અધીક પ્રીય કોઇ નથી આ મારાં વચન સત્ય છે સત્ય છે. વળી નારદીય પુરાણમાં કીધેલ છે.

मुहूर्तंवामुहूर्तार्द्धंयत्रातिष्ठंतिवैष्णवाः ॥
तत्रैवसर्वतीर्थानितत्रैवचतपोवनं ॥११॥

અર્થ—મુહૂર્ત અથવા અર્ધમુહૂર્ત ભકતજનો જ્યાં બેસે છે તો તે ઠેકાણે સર્વ તીર્થ અને તપોવનજ છે. વળી આદીત્ય પુરાણમાં કીધેલ છે.

कुलंपवित्रंजननीकृतार्था ॥
वसुंधराभागवतीचधन्या ॥

स्वर्गेस्थितायेपितरोऽपिधन्या ॥
येषांकुलेवैष्णवनामधेयं ॥१२॥

અર્થ—જેના કુળમાં ભગવાનનો ભક્ત હોય છે તો તે કુળ પવિત્ર વળી તેની માતા કૃતાર્થ અને જે સ્થાનકે જન્મ થયો છે, તે પૃથ્વી ધન્યભાગ્યવાળી તથા સ્વર્ગમાં રહ્યા એવા જે પિત્રો તેને પણ ધન્યછે, વળી વિષ્ણુપુરાણમાં કીધેલ છે.

प्रातरुत्थाययेनित्यंवैष्णवानांचकीर्तनं ॥
कुर्वंतितेभागवताःकृष्णतुल्यानसंशयः ॥१३॥

અર્થ—પ્રાતસકાળમાં ઉઠીને જે માણસો ભગવાનના ભક્તોનું કીર્તન કરે છે તો તે કૃષ્ણના તુલ્ય છે એમાં સંશય નથી વળી નારદીય પુરાણમાં કીધેલ છે.

येषांसंस्मरणात्पुंसांसद्यःशुध्यंतिवैगृहाः ॥
किंपुनर्दर्शनस्तस्यपादशौचासनानिच ॥१४॥

અર્થ—જે માહાત્માઓના સ્મરણ કરવાથી ગૃહસ્થી માણસો તરતજ પવિત્ર થાય છે તો તેમના દર્શન કરવાથી તથા પગ ધોવાથી તથા આસન આપવાથી પવિત્ર થાય તેનું શું કહેવું વળી પદ્મપુરાણમાં કીધેલ છે.

नैवेद्यंपुरतोन्यस्तंचक्षुषागृहितंचमे ॥
रसंदासस्यजिव्हायामश्नामिकमलोद्भव॥१५॥

અર્થ—મારા આગળ જે નિવેદ ધરે છે તો તે મારા નેત્રાએ કરીને ગ્રહણ થાય છે અને હે બ્રહ્માજી મારા દાસની જીભમાં જે રસ જાય છે તેને હું ગ્રહણ કરૂં છું વળી ભાગવતમાં સ્કંધ. ૩ અધ્યાય ૩૩ માં કીધેલ છે.

यन्नामधेयश्रवणानुकीर्तनात् ॥
यत्प्रव्हणाद्यत्स्मरणादपिक्कचित् ॥
श्वादोपिसद्यःसवनायकल्पते ॥
कुतःपुनस्तेभगन्नुदर्शनात् ॥ ॥१६॥

અર્થ—ચંડાળ હોય તે પણ કોઇ સમયે તમારા નામનું શ્રવણ, કીર્તન, તમને પ્રણામ અને તમારૂં સ્મરણ કરે તો તે યજ્ઞ કરવાને લાયક છે ત્યારે તમારા દર્શનથી લાયક થઇયે તેમાં તો શું જ કહેવું ?

अहोवतश्वपचोतोगरीयान्
यज्जिव्हाग्रेवर्ततेनामतुभ्यं ॥
तेपुतपस्तेजुहुवुःसस्नुरार्या
ब्रह्मानूचुर्नामगृणंतियेते ॥१७॥

• અર્થ—જેની જીભની અણીમાં તમારૂં નામછે, એવો ચંડાળ પણ એજ કારણથી મોટો છે, જેઓએ તમારૂં નામ લીધું, તેજ મહાત્માઓએ, તપ, તીર્થ, શ્નાન, અને વેદ પાઠ કર્યા એમ સમજવું.

**यथाखरश्चंदनभारवाहीभारस्यवेत्तानतु चंदनस्य ॥ तथाहिविप्राश्रुतिपुराणान् मद्भक्तिहीनाःखरवद्वहंति ॥**

અર્થ—જેમ ચંદનનાં ભારને ઉપાડી જનાર ખર, ભારને જાણે છે, પણ ચંદનનાં ગુણને જાણતો નથી. તેમજ વેદ, અને પુરાણોને ભણે છે, પણ ભકિતના પ્રભાવને જાણતા નથી, એવા જે મારી ભકિત રહીત બ્રાહ્મણો, તે ખરના પેઠે, વેદ અને પુરાણોને ઉપાડે છે. •

**इतिश्रीमूलवेदतत्वगीतायांषोडशोऽध्यायः ॥१६॥**

## ॥ अध्याय ॥ १७ ॥

**अल्पज्ञःस्वल्पशक्तिश्चजीवो [illegible]यःसनातनः ॥ सुखदुःखप्र[illegible]क्ताचकृतकर्मा[illegible]सारतः ॥१॥**

અર્થ—હે અર્જુન! અલ્પજ્ઞ, અલ્પશકિત, સનાતન, અને કરેલા કર્મને અનુસરી સુખદુઃખનો ભોકતા, એવી રીતનો જીવ જાણવો.

अनेकोऽणुश्चचिद्रुपोहृत्स्थोऽछेद्यादिलक्षणः॥
पूर्वकर्मानुसारेणयत्नकृतेचासिद्धतिः ॥२॥

અર્થ—હે અર્જુન ! વળી જીવ, અનેક, અણું ચૈતન્યરૂપ, હૃદયમાં સ્થીત, છેદનાદિરહીત, અને પૂર્વ કર્મને અનુસરી યત્ન કર્તા છતા ફળને પામનાર.

गुरुणांचापमानश्चनकर्तव्यःकदाचन॥
तथाप्रतिष्ठितानांचमहतांशस्त्रधारिणां ॥३॥

અર્થ—હે અર્જુન ! ગુરૂનો અપમાન કોઇકાળે પણ ન કરવો અને તેમજ પ્રતિષ્ઠીત અથવા મહાત્મા કે શસ્ત્ર ધારી હોય તેનો પણ અપમાન ન કરવો.

नवक्तव्यंकथामध्येचान्यवाक्यंकदाचन ॥
दुष्टनिंदाभयाच्चैवनत्याज्यंमुक्तिसाधनं ॥४॥

અર્થ—હે અર્જુન ! કથામાં પ્રસંગ વિનાની બીજી વાત કદાચીત ન કરવી અને દુષ્ટ પુરૂષોની નિંદાના ભય થકી જે મુકિતનું સાધન છે તે ન તજવું.

गुह्यवार्ताकदानैवकुर्यात्तुकस्यमानसेः॥
भूताद्युपद्रवेकालेनसेव्याक्षुद्रदेवता ॥५॥

અર્થ—હે અર્જુન ! મનુષ્યોએ કોઇની ગુહ્ય વાર્તા કદાચીત ન કરવી અને ભૂતાદિકના ઉપદ્રવ કાળમાં પણ દારૂમાંસાદિકનો નિવેદ ધરાય છે એવા જે તુચ્છ દેવતા

તે ન સેવવા.

गोवैष्णवसुधर्माणांविनाशंचभवेद्यदि ॥
तदातद्रक्षणंकार्यंप्राणैरपिधनैरपि ॥६॥

અર્થ-હે અર્જુન! ગાય, વૈષ્ણવ અને ધર્મનો જ્યારે નાશ થાય, ત્યારે પ્રાણ અને દ્રવ્ય વડે પણ તેમનુ રક્ષણ કરવું.

विनारोगंनकर्तव्यंकेफादिकंकदाचन ॥
यदिकुर्यात्प्रमादेनरौरवंनरकंव्रजेत् ॥७॥

અર્થ—હે અર્જુન! રોગવિના કેફાદિક પદાર્થનું કદાચીત ગૃહણ ન કરવુ અને જે ઉન્મત્તપણાથી ગૃહણ કરે તો તે રૌરવ નરકને પામે.

केफादिकंसुरातुल्यंयोऽन्यानपिप्रकारयेत् ॥
सपापीनरकंयातियावच्चंद्रदिवाकरौ ॥८॥

અર્થ—હે અર્જુન! કેફાદિક જે પદાર્થ તે દારૂના તુલ્ય છે, તે માટે જે કોઇ માણસ વ્યસન રહીત માણસને કેફાદિકનું વ્યસન કરાવે છે તો તે પાપી જ્યાં સુધી ચંદ્ર સૂર્ય હોય ત્યાં સુધી તે નરકને પામે છે હવે સ્ત્રીયોના ધર્મ શું છે તે શ્રી કૃષ્ણમહારાજ કેહેછે.

सदासेव्यःपतिस्त्रीणामंधोवाबधिरोयदि ॥
तस्यसदाज्ञाप्रभंगेनरौरवंनरकंव्रजेत् ॥९॥

અર્થ—હે અર્જુન! આંધળો અથવા બેહેરો પતિ હોય તોપણ તે સ્ત્રીઓએ નિરંતર સેવવા લાયક છે. તથા તેની ઉત્તમ આજ્ઞા ભંગ કરવાથી સ્ત્રી નરકને પામે.

नारायणस्यध्यानंचसदावृद्धस्यसेवनं॥
दुष्टसंगपरित्यागोगृहकार्येविचक्षणं॥१०॥

અર્થ—હે અર્જુન! વળી સ્ત્રીયોયે નિરંતર નારાયણનું ધ્યાન, સાસુ, સસરા, સાધુ, એમનું સેવન અને દુષ્ટ માણસનો ત્યાગ તથા ઘરના કામમાં ડહાપણ રાખવું.

एतद्धर्मसुनारीणांपालनीयंसुनिश्चितं॥
सज्ज्ञानंकथितंपार्थकिमन्यत्कथयामिव:।११।

અર્થ—જે આ ધર્મ ઉત્તમ સ્ત્રીયોના છે તે સ્ત્રીયોયે નિશ્ચય કરી પાળવા અને હે અર્જુન! આજે ઉત્તમ જ્ઞાન તે તમને મેં કીધું હવે બીજું શું કહું.

इतिश्रीमूलवेदतत्वगीतायांसप्तदशोऽध्याय:।१७।

## ॥ अध्याय ॥ १८ ॥

श्रुत्वातुभगवद्वाक्यमर्जुनहर्षवान्भवेत् ॥
प्रणम्यभगवत्पादंभक्तियोगंसमाश्रित: ॥१॥

અર્થ—હે જન્મેજય! એવાં ભગવાનનાં વચન સાંભળી અર્જુન હર્ષને પામ્યો અને ભગવાનના ચરણને નમસ્કાર કરી ભક્તિયોગનો આશ્રય કર્યો.

इदंतुवासुदेवस्यपार्थस्यचम ात्मनः ॥
संवादंकथितंतुभ्यंसर्वलोकसुखावहं ॥२॥

અર્થ—હે જન્મેજય! મહાત્મા એવા જે શ્રી કૃષ્ણ અને અર્જુન એમનો જે સંવાદ સર્વ લોકના સુખને આપનાર તે તારા પ્રત્ય કીધો.

एवंप्रवृतिमान्धर्मपुत्रवान्धनवान्भवेत् ॥
इहलोकेसुखंभुत्कासत्यलोकेमहीयते ॥३॥

અર્થ—હે જન્મેજય! એવા ધર્મને પ્રવર્ત કરવાવાળો માણસ પુત્ર અને ધનને પામે તથા આ લોકમાં સુખ ભોગવી અંતે સત્ય લોકમાં પૂજાય છે.

धर्माथकाममोक्षंचप्राप्नोतियेनमानवः ॥
तंपरित्यजतिभ्रांत्यासपुमानधमाधमः ॥४॥

અર્થ—જેણે કરી માણસ ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પામે છે એવો જે ધર્મ તેને જે માણસ ભ્રાંતિ કરીને તજે છે, તો તે અધમમાં અધમ છે.

एवंदधातिधर्मंयोभक्तियुक्तेनचेतसा ॥
इहलोकेसुखंभुत्कापरब्रह्मा ि गच्छति ॥५॥

અથ—આ તત્વગીતામાં કીધેલા ધર્મને જે માણસ ભકિત યુકત ચિત્તે કરીને ધારણ કરે છે તો તે આ લોકમાં સુખ ભોગવી અંતે પરિબ્રહ્મને પામે છે.

ननागेभ्योऽयंचैवनचभूतभयंक्वचित् ॥
अग्निशत्रुर्भयंनास्तिपार्थिवेभ्यस्तथैवच ॥६॥

અર્થ—વળી તેને નાગ, ભૂત, અગ્નિ, શત્રુ અને રાજા એમના થકી ભય નથી.

सिद्धिकामोलभेत्सिद्धिंकन्याकामस्तु कन्यकाम् ॥ रोगार्तोमुच्यतेरोगात्पुत्रं चलभतेशुभम् ॥७॥

અર્થ—વળી જેને સિદ્ધિની કામના હોય તો તે સિદ્ધિને પામે અને જેને કન્યાની કામના હોય તો તે કન્યાને પામે તેમ રોગે કરી જે પીડીત હોય તો તે રોગ થકી મુક્ત થાય તથા પુત્રની ઇચ્છાવાળો હોય તો તે શુભ પુત્રને પામે.

इतिश्रीमूलवेदतत्वगीतायामष्टादशोऽध्यायः ॥१८॥ संपूर्णः

श्रीसत्यनारायणार्पणमस्तु ॥ शुभंभवतु ॥
॥ ओंशांतिः शांतिः शांतिः ॥
॥ इतिश्री तत्वगीता ॥ समाप्तम ॥

# जाहेर खबर.



શિવબોધ—વ્રજભાષામાં છંદ રચીત કિમત ૩ આના.
સુબોધકાવ્ય—ગુજરાતીભાષામાં. કિમત ૨ આના.
કાવ્યસંગ્રહ—ગુજરાતીભાષામાં. કિમત ૨ આના.
તત્વગીતા—ટીકા સહિત... ... કિમત ૪ આના.
ટપાલ ખર્ચ માફ.

## ઉપર લખેલાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

જુણાસાવર (કાઠિયાવાડ)—પટેલ. બહેચરદાસ રણછોડદાસ.
ભાવનગર—પટેલ. નારાયણ હાજી તથા જેઠા ત્રીકમજી, લેઉવા ફળીયામાં.
રેવા, (કાઠિયાવાડ)—પટેલ. લાખા પ્રાગજી.
નાનુરાજકોટ, (કાઠિયાવાડ)—પટેલ. વાઘા શવદાસ કાકડીયા.
જાતરૂડા, (કાઠિયાવાડ)—પટેલ. નરસી કાળા, દોમડીયા.
દામનગર, (કાઠિયાવાડ)—મહારાજ શ્રી નારાયણદાસજીની જગામાં.
ટીંબી, (કાઠિયાવાડ)—ઠકર. નાગજી શામજી.
અમદાવાદ—ઠકર. નાનજી જશમત, પાંજરાપોળમાં પથ્થરાની દુકાને.